# श्री वैराग्यशतक

અથવા

## भवाब्धिप्रवहणम्

અર્થ ભાવાર્થ દૃષ્ટાન્ત સહિત.

( ઉત્તરાર્દ્ધ )

ધર્મનિષ્ઠ સ્વર્ગસ્થ બ્હેન ધનકોરના સ્મરણાર્થે

ગ્રન્થાંક બીજો.

परोपकाराय सतां विभूतयः ॥

# ॥ श्रीवैराग्यशतकम् ॥

યાને

## भवाब्धिप्रवहणम्

अर्थ भावार्थ दृष्टान्त सहित—उत्तरार्ध.

રચનાર.

શ્વેતાંબરજૈન સ્થાનકવાસી બરવાળાસંપ્રદાય-
ગચ્છાધિપતિ કવિરાજ પૂજ્યશ્રી ઉમેદચંદ્રજી
સ્વામીના શિષ્ય મુનિશ્રી વિનયચંદ્રજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. નાગરદાસ નરોત્તમદાસ હરજીવનદાસ.

સ્થળ હનુમાન ભાગડા—વલસાડ.

આવૃત્તિ ૧ લી. વિક્રમસંવત ૧૯૭૩. પ્રત. ૫૫૧

વીરસંવત ૨૪૪૩. ઇ. સ. ૧૯૧૭ શાકે ૧૮૩૯

મૂલ્ય રૂ. ૧—૦—૦ એક

ગુજરાતી ટાઇપરાઇટર-સંગ્રહ

## સંસારના પ્રેમપાશમાં પડેલા પામર પ્રાણીને પ્રતિબોધ.

—રાગ ગઝલ કવ્વાલી—

પલકમાં પ્રાણ તો જાશે, સમજ પ્રાણી ! સમજ પ્રાણી !
હતું નો'તું થઇ જાશે, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૧
પરપોટો પાણીનો જેવો, ખલકનો ખેલ છે તેવો;
કદર લે જન્મની જાણી; સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૨
હતા હાથી ઘણા ઘોડા, કનકના પહેરતા તોડા;
ગયા રાજા અને રાણી, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૩
કરી પરમાર્થનાં કામ, ભજી લે ભાવથી રામ;
મમતની છોડને ઘાણી, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૪
ગણે તું જેહને તારાં, થશે તે અંતમાં ન્યારાં;
મરે શું તંતને તાણી, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૫
કનકથી પ્રીતડી તોડી, કથીરમાં શું રહ્યો દોડી ?
મતિ તુજ કેમ ભરમાણી, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૬
સમય આ સાંપડ્યો સારો, હોંસે શું હાથથી હારો ?
વલોવે શું વૃથા પાણી ? સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૭
ચણી લે મોતીનો ચારો, વિષયનો ચુંચ મા ગારો;
વ્હાલા હંસ ! લે માની, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૮
બધી છે સ્વાર્થની બાજી, રહ્યો શું તેહમાં રાજી ?
મતિ મોહે શું રંગાણી ? સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૯
મજાઓ તેં બહુ માણી, દયા ના દિલમાં આણી;
હવે લે હિત તું જાણી, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૧૦
સગાઇ સંતની કરજે, સુખે સંસારને તરજે;
**વિનયમુનિ** વદે વાણી, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ! ૧૧

**અમદાવાદ** ખાડીઆની ગેટ પાસે ચોકસીના ડેલામાં **શ્રીસત્યપ્ર-કાશ** પ્રિન્ટીંગ પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ આ વૈરાગ્યશ-તક—ઉત્તરાર્ધનાં પૃષ્ઠ ૧ થી ૨૭૬ સુધી છાપ્યાં છે, અને બાકીનું બધું **અમદાવાદ** ઢીંકવાની ગેટપાસે **શાન્તિવિજય** પ્રિન્ટીંગ પ્રેસમાં ઋષિરલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ માધવજીએ છાપ્યું છે.

# "શ્રીપંચપરમેષ્ટી મંત્ર જાપ."

## રમુજી અને આનંદ સાથે મન સ્થિર કરવાનું, ગમ્મત સાથે જ્ઞાન આપનારૂં અનુપમ સાધન.

| મઃ | ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન | મઃ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન |
| ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો |
| ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ |
| સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા |
| ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય |
| ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા |
| પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા |
| ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | ર્હં | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ |
| ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | ર્હં | અ | ર્હં | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય |
| ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | ર્હં | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ |
| પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા |
| ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા |
| ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય |
| સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા |
| ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ |
| ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો |
| ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન |
| મઃ | ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન | મઃ |

આ મંત્રની મધ્યમાંના **અ** કારથી ગમે તે તરફ ગણવાં "અર્હંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય સાધુભ્યો નમઃ" એ પ્રકારનો ૨૭૦ વાર જાપ થઇ શકે છે. આ જાપ સદા વિઘ્ન નાશ કરી મંગળ આપનાર છે.

મુનિશ્રી વિનયચન્દ્રજી.

## —શોકસંતપ્તને સુબોધસુધા–પ્રબોધ સપ્તક—

### શાર્દુલવિક્રીડિત વૃત્ત.

ખીલે તે કરમાય પુષ્પ જગમાં, એમાં ન શંકા ખરે !
જન્મે તે મરવાજ જન્મ ધરતું, એવુંજ દૃષ્ટે પડે;
છો ને હો મતિમાન કે ધનપતિ, મૃત્યુ ન મુકે ખરે,
આજે કે દિન બે રહી સરવને, ચાલ્યુ જવું છે અરે ! ૧

રાજા રામ સમા ભલા નૃપતિને, મોતે ન મુક્યા અરે !
આયુ પૂર્ણ થતાં તથૈવ સહુને, ચાલી જવાનું ખરે;
ત્યારે તું કયમ ફોક શોક ધરતો, શાણો થઇ જા હવે,
આજે કે દિન બે રહી સરવને, ચાલ્યું જવું છે અરે ! ૨

આત્મા નિત્ય અખંડ ને અજર છે, તેનું ન મૃત્યુ કદા,
કાયા છે સ્વરૂપે વિનશ્વર અને સાથે વિકારી સદા;
જે જે નશ્વર ને વિકારયુત છે, તે તે ન સ્થાયી રહે,
આજે કે દિન બે રહી સરવને, ચાલ્યું જવું છે અરે ! ૩

વૈદ્યો અશ્વિનિના કુમાર સ્વરગે, ચંદ્ર ક્ષયિ તોય છે;
ભાનુના તનમાં ઉત્તાપ અતિશે, ભાખ્યે ભર્યો હોય છે,
આંખે ખોટ રહીજ દૈત્યગુરૂને, લુલો શનિ સંચરે;
પ્રારબ્ધે લખી પિડ તે નહિ મટે, કહે વૈદ્ય ત્યાં શું કરે ? ૪

માંધાતાદિ મહિપતિ બહુ થયા, તે મૃત્યુ પામી ગયા,
રાજા રંક સજીવ આજ સુધી તો, કોઈ ન કયાંયે રહ્યા;
હીરા માણેક મોતિ ધાતુ ધન તો, આંહિ રહ્યાં તે ધર્યાં,
શું તે આગળ વૈદ્ય સત્ય ન હતા, કે ઓસડો ના કર્યાં. ૫

જેણે જન્મ ધરી જગે નવ કર્યું, કલ્યાણ કાયા તણું,
જેણે કંઇ પરમાર્થ કાર્ય કરીને, રાખ્યું ન સંભારણું;
રિદ્ધિસિદ્ધિ સમૃદ્ધિ સાધન છતાં, જેણે ન શાંતિ ધરી,
તેણે વ્યર્થ વિતાવ્યું આયુષ્ય બધું, આ માનુષી દેહ ધરી. ૬

વિશ્વામિત્ર તણા મહા કપટને, જાણ્યું ન જેણે જરી,
વેચી જાત કલત્ર પુત્ર વચને, ને નીચ સેવા કરી;
સત્યાર્થે સુખ રાજપાટ વિભવો, ત્યાગ્યાં ધરી ખંતને,
તેથી દે સહુ ધન્યવાદ જગમાં, રાજા હરિશ્ચંદ્રને. ૭

# ઉપોદ્‌ઘાત.

**વૈરાગ્યને** નામે ભડકવું ને ભાગવું, જ્ઞાન ભક્તિની વાતો કાને ન ધરવી, જપ તપ વ્રત નિયમ અને ધર્મધ્યાન અળખામણાં લાગવાં; અને ખાવું પીવું ને ખેલવુંજ પસંદ કરવું–એ લોકરૂચિકર સર્વજનપ્રિય થઇ પડ્યું છે. હોટલ અને બોટલ લોકોને જીવનાધાર થઇ પડયાં છે, ચહા ચીરૂટ ને ચશ્માં વિના સંતુસ્ટ લાગે છે, **અમારી ચાહ ને બીડી, ખરે છે સ્વર્ગની સીડી!** આવાં સ્તોત્ર ને મંત્રો જપાય છે, હું ને મારી વહુ તેમાં આવ્યું સહુ, આવી તો વિશાળ દષ્ટિ ઉદારવૃત્તિ ને ભાવના તથા લક્ષ રખાય છે, આ સુવર્ણ યુગમાં પ્રગતિ અને સુધારાના જમાનામાં ઉન્નતિ હિત અને કલ્યાણ જણાતાં નથી, પણ દુઃખદારિદ્રય અને રોગના ભોગ થઇ પડી ઉત્તમોત્તમ મનુષ્ય પ્રાણીઓ રીબાય છે–તરફડીને મરે છે. સુખશાન્તિ અને આનંદમાં રહેવા ચાહી નિર્ભય નિઃશંક થવા માગે છે, પણ રાજમાર્ગ છોડી ઉન્માર્ગે વિચરે છે, જેથી પરિણામ તદ્દન વિપરીત આવે છે. કારણ કે રાજર્ષિ પ્રવર શ્રી **ભર્તૃહરિએ** વૈરાગ્યશતકમાં શ્લોક ૩૪માંમાં સાફ કહ્યું છે કેઃ—

**શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

**भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं।**
**मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम्॥**
**शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं।**
**सर्ववस्तु भयान्वितं भुवि नृणां वैराग्य मेवाभयम्॥वैराग्य० ३४**

**અર્થાત્**—ભોગ ભોગવવામાં રોગ થવાનો ભય, કુળમાં ભ્રષ્ટ થવાનો–સંકર પ્રજા પેદા થવા વગેરે ડાઘ કલંક લાંછન લાગવાનો ભય, ધન વધવામાં રાજા દંડે કે લૂટી લે એવો ભય, ચુપ રહેવામાં દીનતાનો ભય, બળવાન હોવામાં શત્રુ જાગવાનો ભય, રૂપે સુંદર હોવામાં ઘડપણ આવવાથી વિરૂપ થવાનો ભય, શાસ્ત્ર ભણવામાં શાસ્ત્રાર્થ ને વાદ કરવાનો ભય, ગુણવંત હોવામાં ખલ–નઠારા માણસો નિંદા કરી ઇર્ષા કરી હેરાન કરે તે ભય, શરીર સુઘડ રાખવા ને સુધારવામાં કાળ–મૃત્યુ આવી ક્યારે ઝડપશે એ ભય; એ રીતે જગતમાં માણસોને સઘળી વસ્તુઓને માટે ભય રાખવો પડે છે, માત્ર એક વૈરાગ્યજ નિર્ભય છે. મનુષ્ય સંસારના સર્વ પદાર્થો છોડે છે, ત્યારે

તેની સાથેજ સર્વ પ્રકારના ઝઘડારઘડા અને જંજાળો પણ છુટી જાય છે, પછી કોઇ પણ પ્રકારની આપત્તિ તેના પર આવવાનો સંભવ રહેતો નથી, એટલા માટે સુખેચ્છુ તો પ્રથમથીજ વૈરાગ્ય તરફ લક્ષ રાખી અવસર આવ્યે પૂર્ણ વૈરાગ્ય ધારણ કરે છે. વાસ્તવમાં ચિત્તથી દૃઢ વૈરાગ્ય થઇ જાય, તો વિરક્તાશ્રમ સમાન સંસારમાં કહીં પણ સુખ મળવાનો કદી કોઇને સંભવ નથી; માટે સર્વોત્તમ સુખ દેખવું હોય તો વૈરાગ્યનો આશ્રય લેવો. ખરૂં જોતાં આ સંસારમાં સુખ નથી, પણ મનુષ્યો મોહવશ થઈ ભ્રાંતિથી તેને (ધન ધરા પુત્ર કલત્ર પશુ વગેરે ક્ષણભંગુર નશ્વર માયિક પ્રાણીપદાર્થોને) સુખરૂપ માની લેછે. જેમકેઃ—

**असारे खलुसंसारे सुखभ्रान्ती शरीरिणां।**
**लालापानमिवांगुष्ठे बालानां स्तन्य विभ्रमः ॥**

અર્થાત્ પોતાનો અંગુઠો ધાવતાં પોતાનાજ મુખની લાળ મોઢામાં આવે, તેને દુધ ધાવે છે એમ બાળક ધારે છે, તેમ આ સંસારમાં સુખ નથી, પણ દુઃખમય પ્રસંગ આવે છે જેમાંથી દુઃખ ઓછાં થાય છે તેને મનુષ્ય સુખરૂપ માની લેછે. બિલાડો દુધનું પાત્ર જોઇ પીવા લલચાય છે પણ પાછળથી ધોકો પડશે, તેનો વિચાર કરતો નથી, વળી 'હાડ શ્વાન સમ રસિયા' એટલે કુતરો સુકું હાડકું ચાવે છે તેથી તેના મોંમાંથી લોહી નિકળે છે, પણ કુતરો તો સમજે છે કે હાડકામાંથીજ લોહી ચુસું છું. આવો વ્યાપાર મોહમુગ્ધ સંસારસુખાસક્ત જીવો ચલાવી રહ્યા છે, અને સુખની શોધમાં ભટકતા હોવા છતાં અવળી દિશામાં ચાલતા હોવાથી સુખથી દૂરના દૂર થતા જાય છે.

આહારવિહારમાંજ જીવ્યું સાર્થક માનવામાં આવતું હોવાથી લોકો જમવા રમવામાંજ કાળ ગાળે છે. પણ આખા શરીરમાં જીહ્વા અને ઉપસ્થ એ બે જળેન્દ્રિયોજ રસવૃત્તિની પોષક ચાહક અને ગ્રાહક છે. અને તેનો યથેચ્છ ઉપયોગ કરવાથી બળ બુદ્ધિ અને વીર્યનો વિનાશ થઈ દુર્બળ દેહ અને રોગી કાયાવાળા બની જતા લાખો લોકો સંસારી ગૃહસ્થી છતાં ત્યાગી અને વેરાગી કરતાં પણ નપાટ દેખાય છે. પણ એ ઉભય જલેન્દ્રિયોને વશ રાખવામાં આવે, અને તેમાં નાંખવા ને કાઢવા વખતે કંઇ વિવેકવિચાર રાખવામાં આવે, તો

શરીર સુદૃઢ અને નીરોગી રહે, તથા બળબુદ્ધિ ને જ્ઞાન વધે. સનાતન-ધર્મોપદેશક પંડિત **દીનદયાલુ** શર્માએ કંઇક વર્ષોપર અમદાવાદ-ટંકશાલમાં **પતિવ્રત ધર્મ** પર વ્યાખ્યાન આપતાં, એક આર્યસમાજીએ આક્ષેપ કરી સવાલ કરતાં તેના જવાબમાં કહ્યું હતું કેઃ-યાત્રામાં વૃંદાવન તરફ મેં એક મહાદેવની મૂર્તિ દીઠી હતી, તેણે એક હાથે જીભ અને બીજા હાથે લિંગ પકડી રાખ્યાં હતાં. આ મૂર્તિને માટે દયાનંદીયો ચહાય તેમ બકે પણ મને તો આમાં ખરૂં રહસ્ય રહેલું લાગે છે. આ મૂર્તિ આપણને પ્રબોધે છે કે, એ બે રસેન્દ્રિયોને છુટી ન મુકતા, પકડી રાખો-કબજે રાખો-કાબુમાં લ્યો! તો તમારૂં શિવ એટલે કલ્યાણ થશે. ઉપરથી બિભત્સ દેખાતી મૂર્તિમાંથી પંડિતજીએ આવો અત્યુત્તમ બોધ આપ્યો, તેથી શ્રોતા ઘણા ખુશી થયા હતા, ને પેલા આક્ષેપ કરનારને શરમાઇ જઇ જતા રહેવું પડ્યું હતું. મતલબ કે જીભના સ્વાદ-ચટાકાને વશ થઈ વારંવાર મોઢામાં કંઇનું કંઈ નાંખવું-ખાવું પીવું ને ચાવવું એ ઘણું ગેરવાજબી ને અહિતકર છે. શરીર ટકાવી રાખવા માટે દેહનિર્વાહ પુરતો સૂક્ષ્મ ને સાત્વિક આહાર દિવસમાં એકવાર લેવાય તે ઘણું ઉત્તમ છે, પણ ન રહેવાય તો માત્ર સવારસાંજ બેવાર આહાર કરવો, પણ વારંવાર ધુળબલા ઘંટીના ગાળાની પેઠે મોંમાં ઓર્યા કરવું, એ તો ઘણુંજ ખરાબ છે. બિન જરૂરી અને વધારે પડતુ ખાવા પીવાથી માંદા રહેવાય છે, પૈસા બરબાદ જાય છે અને દુઃખી થવાય છે, તથા બીજા લોકોનો એટલો ખોરાક પોતે ખાવામાં અતિયોગ કરી બગાડે છે, તેનો તે દોષભાગી થાય છે. દારૂ બનાવવામાં દ્રાક્ષ ખજુર અને અનાજ વગેરે મોટા જથામાં-લાખો મણ વપરાય છે, દારૂ પીનારા સર્વાંશે પાયમાલ થાય છે, એટલુંજ નહિ પણ લાખો માણસોનો ખોરાક બગાડી તેમને ભુખે મારે છે, અને દુનિયામાં મોંઘવારી અને દુકાળનાં દુઃખ વધારવામાં કારણરૂપ થઇ પડે છે. દારૂની પેઠે ચાહ બીડી તમાકુનાં બિન જરૂરી વ્યસનોથી પણ લાખો એકર જમીનમાં કરોડો મણ અનાજ પાકી લાખો લોકોનો સુખે નિર્વાહ થાત તેને બદલે ચાહ તમાકુ કોફી વગેરે જીંદગીને જરૂરની નહિ એવી મોજશોખની નકામી વસ્તુઓનાં જથાબંધ વાવેતર કરાવી દુનિયામાં દુઃખ રોગ અને દૈન્ય વધારે છે. પણ આ બાબતનો શાણા કહેવાતા પુરૂષો પણ ખ્યાલ નથી કરતા, અને તરંગવશ થઇ અમનચમન કરવામાંજ જીવન સાફલ્ય માને છે.

પાશ્ચાત્ય કેળવણી પામેલા વિદ્યાઘેલા અને વિદેશી મોહિનીથી મોહમુગ્ધ થએલા વાયલો કહે છે કેઃ—ધન્યભાગ્ય અમારાં! કે અમે આ વિદ્યાકળાની વૃદ્ધિના સારા જમાનામાં જન્મ્યા અને સ્વર્ગનાં સુખો અહીંજ ભોગવવા પામ્યા; કમનસીબ અમારા વડીલોનાં! કે તે બાપડા ગમેતેમ દુઃખે દહાડા કાઢતા ને જ્યાં ત્યાં જીવન ગાળતા. હવે અહીં એ સવાલ થાય છે, કે અમારા નવશિક્ષિતો શરીરે સુખી છે? તેમના મનમાં શાન્તિ અને સ્થિરતા છે? મને કહેવા દો, કે તે બાપડા સુખમાં રહેતા, પણ દેહપિંજરમાં અનેક જાતના વ્યાધિયોથી પીડાતા હિનભાગી જીવડા છે! ચાહ બીડી ડાકટરની દવા વિવિધ પેય સોડા લેમોન બ્રાંડી વગેરે લીધા પીધા અને ખાધા વગર તેમનો જીવ ગભરાય છે—ચેન પડતુંજ નથી. આવી રીતે ખાવાપીવા અને સુખે રહેવા છતાં ચિત્ત ચકડોળે ચઢે છે, માથું દુખે છે મિજાજ ખસી જાય છે, અને વાતવાતમાં ગુસ્સો આવી જઇ ચીડીયાં કરે છે ધમપછાડા કરે છે; આ પ્રમાણે શરીરના આરોગ્ય અને મનની શાંતિના અભાવે હેરાન થાય છે. વળી અનેક જાતનાં લફરાં પીડાઓ ધમાલો ઢોંગ ધતિંગો વગેરે વળગેલાં હોવાથી તેમની ઉપાધિનો પણ પાર હોતો નથી. આમ ચોગરદમથી આધિ વ્યાધિ અને ઉપાધિથી હેરાન થતા મારા ન્યુજેન્ટલમેન—નવ યુવકો પોતાને સ્વર્ગસુખના ભોક્તા શું સમજીને માનતા હશે? હરેક વાતે સ્વાત્માવલંબી મટી જઈ પરાવલંબી થવામાંજ સુખની પરાકાષ્ઠા હોય, તો ભલે તેમને તે સુખ અખ્યાતુ રહો! આવા સુખાભાસથી વંચિત રહેવા માટે અમારા વડીલોને સુભાગી સમજીએ છીએ. દઢતા, સંયમ, આત્મશ્રદ્ધા, ટેક, ભક્તિ, મનોનિગ્રહ, પ્રેમની લાગણી, શુદ્ધાન્તકરણ, નિખાલસવૃત્તિ અને તનમનની સુખશાન્તિ અમારા પુણ્યશાલી વડીલોમાં હતાં;તેનો શતાંશ પણ મોઇકાંગલા જેવા પ્રેમપિંજરમાં પડેલા હાલના પતિત પણ દુષિતોમાં ક્યાં છે?!

જગતમાં પ્રામત્ય પ્રેમ, પૈસો, પ્રતિષ્ઠા પ્રમદા અને પ્રભુતા એ પાંચ વાનાં મનાય છે, અને તે મેળવવા માટે લોકો મરી ફીટતા હોઈ અનેક ઉપાધિયો વોહોરે છે, અને એ ઉપાધિયોની જાળમાં ઘુંચવાતા જંન્નળી જીવડા તેમાંજ અટવાઇ મરે છે. સુખી થવાનો ખરો ઉપાય એ છે કે, જેમ બને તેમ ઉપાધિયો ઓછી કરવી, લોભ લાલસા અને લોલુપતા—લાલચ તજવાથી ઉપાધિયો ઓછી થાય, અને સુખ સંતોષ ને શાંતિ મળે છે. ભાર ઓછો થતાં નિરાંત થાય અને નિર્ભય

નિઃશંક થઇ આત્માનંદ પ્રાપ્ત્યર્થે પ્રયત્ન કરી શકાય છે. ઉપાધિયો વધારતાં બેહદ વધી જાય અને ઘટાડતાં ઘટી પણ જાય છે, તેને માટે વૈરાગ્યવૃત્તિ થવી એજ આવશ્યકીય છે. એમ તો કંઇ બનેજ નહિ કે બધાને વૈરાગ્ય થાય! કારણ કે જાતિ, ભોગ, આયુષ્ય અને જ્ઞાન પૂર્વજન્મના સંસ્કારાનુસાર જીવોને પ્રાપ્ત થાય છે. ખરા સંસ્કારી ને પુણ્યાત્મા હોય છે, તેમનેજ સાચો વૈરાગ્ય થાય છે, અને તેવા વૈરાગ્ય પામેલા સંસારમાં રહે કે ત્યાગી થઇ જાય, તોપણ તે સ્વાત્માનું હિત સાધન કરે છે અને યથાશક્ય બીજા સંસારી મોહમુગ્ધ જીવોનું કલ્યાણ કરી શકે છે. ગમે તેટલી ધમાલો ને પ્રવૃત્તિ કરો, પણ અંતે નિદ્રા નિવૃત્તિ અને શાન્તિનું શરણ લીધા વિના છુટકો થતોજ નથી. માટે આશા એ પરમદુઃખનું અને નિરાશા એ સુખનું કારણ છે, એવું જ્ઞાનીઓ કહે છે તે કંઇ ખોટું નથી; તો આશા ને તૃષ્ણાના પૂરમાં વણાઇ ઉપાધિયોની જાળમાં ગુંથાઇ મરવું એ ઠીક નથી. મનુષ્યજન્મની સફલતા વિષે રાજર્ષિપ્રવર ભર્તૃહરિએ નીતિશતકમાં કહ્યું છે.

ઇન્દ્રવજ્રાવૃત્ત.

**येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥**
**ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १३ ॥**

**શબ્દાર્થ**—જેઓને વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ—સારો સ્વભાવ, ગુણ કે ધર્મ કાંઇ પણ નથી, તેઓ પૃથ્વીને ભાર આપનાર પશુરૂપ છે, છતાં મર્ત્યલોકમાં મનુષ્યરૂપે ફરે છે. એટલે કે મનુષ્ય માત્રે વિદ્યા, તપ, દાન, જ્ઞાન શીલ, ગુણ કે ધર્મ એમાંનું કાંઇ પણ અવશ્યે પ્રાપ્ત કરવું જોઇએ. ઉત્ક્રાન્તિનિયમ અને ઉન્નતિક્રમાનુસાર ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવા તરફ પ્રાણી માત્રની પ્રવૃત્તિ હોય છે, પશુત્વમાંથી નિકળી મનુષ્યત્વને લાયક થવા માટે વિદ્યા તપ વગેરે સાધનસંપન્ન થવું આવશ્યકીય છે. છતાં તેવા કંઇ પણ સાધન વગર નરરત્નમાં ખપવા જવું, એ તો લોકવંચના અને આત્મદ્રોહ કરવા જેવું છે. આ સાત સાધનોમાં વિદ્યા વગેરે ક્રમવાર સાધ્યા કેડે ધર્મસાધન કરવું. એમ કોઇ કહે, તો તે યથાર્થ નથી; ધર્માનુસાર વિદ્યા તપાદિ સાધવાનાં છે, અને તદનુસાર સાતે બરાબર સાધનાર મનુષ્યદેહધારીમાં ઉત્તમ છે, દેવ અને સિદ્ધની પદવીને પામવા લાયક થાય છે, અને મોક્ષના અધિકારી થઇ જીવનસાફલ્ય કરે છે.

માનવજીવન સફળ કરવા ઇચ્છનારે બનતા સુધી માયિક પદાર્થોની ઉપાધિયો ઓછી કરવી જોઇએ. હાજતો અને જરૂરીયાતો વધારીએ તેટલી વધે છે, પણ તેથી કંઇ વાસ્તવ સુખશાંતિ પ્રાપ્ત થતાં નથી. કારણ કે વધારી દીધેલી જંજાળોને લીધે તેને પ્રાપ્ત કરવા સંભાળવા વગેરેની પીડાઓ અને તેની પરંપરા વધતીજ જાય છે, અને જીવાત્મા તેમાં ગુંથાતો ને રૂંધાતો રહી આત્મચિંતવન અને ધર્મધ્યાન કરવા નવરો પડતોજ નથી; પણ ઉલટો ભવસાગરને તળીએ ઉંડોને-ઉંડો ઉતરતો જઇ દુખી રહે છે. આ વાત સ્પષ્ટ રીતે સમજાય અને હૃદયમાં બરાબર ઠસે, તેટલા માટે તે ઉપર એક સાધુનું દૃષ્ટાંત આપીએ છીએ, કે જેથી ઉપાધિયોનું અનર્થકારી તત્વ સ્પષ્ટ સમજાય.

હરદેવ નામે જ્ઞાનીમહાત્માને કામનાથ નામે ચેલો હતો. કામનાથને માબાપ નાનો મુકી મરી ગયાં હતાં, કોઇ ખબરઅંતર રાખનાર નિકટનું સગું નહોતું, પણ દુરની સગાઇની માશી એક વિધવા ડોશી હતી, તેણે કામનાથને પોતાને ઘેર છોકરાની પેઠે રાખ્યો.ભાઇ રમતીયાળ હોઇ આખો દહાડો ખેલતા ફરે, માશીએ તજવીજ તો ઘણી કરી પણ ભાઇ કંઇ ભણ્યા નહિ, ભોટ ને ઠોઠજ રહ્યા. કાળે કરી માશી મરી ગઇ, ભાઇ નિરાધાર થયા,રખડેલ અને છકેલ છેલ બન્યા, જ્યાં મળી રોટી ત્યાં પડયા લોટી—એ નિયમ રાખ્યો. ઘરબાર પૈસાટકા બાયડી છોકરાં કશું હતું નહિ, તેથી કામનાથ તો નાતજાતનો ભેદભાવ રાખ્યા વગર યથેચ્છ આહારવિહાર કરવા લાગ્યો, તેવામાં સારા નસીબે મહાત્મા હરદેવનો સમાગમ થયો. સત્સંગ અને સાધુસમાગમનું માહાત્મ્ય અપાર છે, તેનો કામનાથને પ્રત્યક્ષ અનુભવ થયો. હરદેવ પાસે રહેવા લાગ્યો,ત્યારથી તેનામાં કંઇ વિનયવિવેક જણાવા લાગ્યાં. વિદ્યા જ્ઞાનાદિના ગ્રહણમાં તેની બુદ્ધિ જડ જણાયાથી મહાત્માએ તેનું શ્રેય: કરવાનું વિચારી તેને અમુક મંત્રો આપ્યા, કે જેના જપવડે તેના ચિત્તની એકાગ્રતા થઇ આત્માનુસંધાન કરવા તે ભાગ્યશાળી થાય. પણ કામનાથ નસીબનો બળિયો હોવાથી આ સુયોગ આવી મળતાંમાં તો મહાત્માશ્રી હરદેવ સમાધિસ્થ થઇ ગયા. ગુરૂગમ વિના વિદ્યાજ્ઞાન પ્રાપ્ત થતાં નથી, એ કામનાથના સંબંધમાં સાચું પડયું, મહાત્માના દેહવિલય પછી કામનાથ જેવા કાચા સાધુને સંભાળી લઇ આગળ વધારનાર ગુરુ તેને મળ્યા નહિ. ગુરુએ આપેલા મંત્રનો નિશ્ચલવૃત્તિથી જપ કરવાનું ચટપટ.આ ચેલાને ગમ્યું નહિ, તેથી તેણે ગુરુના જ્ઞાન-

ગુટકામાંથી કંઇનો કંઇ શુદ્ધાશુદ્ધ પાઠ નિત્ય કરવા માંડયો, જે સાંભળી ભેગા થતા ભોળાભલા ગામડીઆ ખુશ થતા. દૈવયોગે જ્ઞાનગુટકાને ઉંદરે કરડી ખાધો, આ જોઇ ભોળા ભગતોને ખોટું લાગ્યું અને સાધુનું દુઃખ ટાળવા એક બિલાડી પાળવાની એક દોઢડાહ્યાએ વાત કરી એટલે બિલાડી પાળી.

હવે બિલાડીને રોજ દુધ પાવાની ખટપટ વધી, ત્યારે એક પટેલે કામનાથ સાધુને એક ગાય આપી. ગાય આવી તેને ચારો નીરવો દુધ દોહવું જગા સાફસુફ રાખવી, એ વગેરે કામ વધ્યું, એટલેતો જે જ્ઞાનગુટકાના રક્ષણ માટે બિલાડી પાળવી પડેલી, તે જ્ઞાનગુટકા સામું જોવાનો વખત પણ નહિ મળતો. ગાયને માટે રોજ ઘાસ લાવવાની ખટપટ મટે, માટે એક જણે ઉદાર બની જઇ સાધુને ૨-૪ વીઘાંનું ગામની સીમમાંનું એક ખેતર આપ્યું. પણ આ બધું વધતું જતું કામ કરવાને માણસની જરૂર જણાઇ, તેને માટે ગામ લોકોએ એક વિધવા બાઇ સોંપી. બાઇ ઠરેલ શરીરે સુદૃઢ ભરાવદાર બાંધાની કંઇક શામળી પણ દેખાવડી અને યુવાનીમાંથી નિકળી પ્રૌઢાવસ્થામાં પ્રવેશતી બત્રીસ વર્ષની વયની હતી, તે ખેતરમાં ગાયને ચરવા લઇ જાય સાંજે ખડનો ભારો બાંધી લાવે, ગાય દોહવે વગેરે કામ કરતી હોવાથી સાધુને સુખ થયું. બાઇ તજવીજબંધ રોટલો દુધ અને શાકભાજી સાધુને જમાડે, પંખો નાંખી ઉંઘાડે, આથી મૂળે તો તે જડસા જેવા હતા અને વળી જડતા વધી. શુદ્ધ ચૈતન્યના અભાવે વધતી જતી જડતાએ વાસના અને વિકાર વસાવ્યાં. કામવાસના અને મનોવિકાર શું નથી કરતાં ? સ્ત્રીસમાગમ-નિત્યનો સહવાસ બાઇને અને રમતારામ સાધુભાઇને પછાડવામાં ફાવ્યાં. પહેલાં તો લજ્જા ભય શોક અને ગ્લાનિ થાય છે, પણ એકવાર વિનિપાત થયો લપસ્યા એટલે પછી કંપ સંકોચ ને શરમ રહેતાં નથી, પાપને ગણતાં નથી. સાધુ અને બાઇએ સંસારવ્યવહાર કરવા માંડયો, અને આ વાત લોકોના જાણવામાં પણ આવી, પરંતુ હવે તો નફ્ટ નિર્લજ બનેલાંને કંઇ ડરવા ને શરમાવાનું રહ્યું નહિ. આવા ઢંગ જોઇ ભક્તિભાવ રાખનારા સારા માણસો ત્યાં આવતાજતા અને ભેટસેવા કરતા બંધ થયા. માઠા ભાગ્યે ચોમાસુ બગડયું ખેતરમાં કંઇ પાક્યું નહિ અને તલાટી તરફથી સરકારધારા-મહેસુલ માટે તગાદો થયો. સારા વર્ષના ઉત્પન્નમાંનું કંઇ બચેલું નહિ ખાઇ ખર્ચી ભોર મુકેલું હતું. સાધુના આચાર ક્રિ-

રૂઢ વર્તવાથી હવે લોકો પણ મદદ કરે તેમ હતું નહિ, અને પેલી બાઈ જુગજાજ જમા કરેલું તે આપી દેઇને ભિખારણ શા માટે થાય? છેવટે સાધુને જમીનધારાના રૂપૈયા વસુલ ન આપવા માટે સિપાઈ પકડી ગયા અને પેલી બાઈ ધનમાલનો બચકો અને જણસભાવ તથા ગાય લઇને બીજે ગામ જતી રહી; ત્યારે સાધુરામ કેદમાં પડી માંકડ મારવા લાગ્યા, આવા પ્રકારે ઉપાધિથી બાપડા સાધુની અવદશા થઇ.

આવા પ્રકારે ઉપાધિયો વધવાથી માણસની દુર્દશા થાય છે. સાધુ થઇ સખણો રહી ગુરૂમંત્રનો જપ કરતો રહ્યો હોત, તો તેનું શ્રેય થાત, પણ ગુરુનો જ્ઞાનગુટકો હાથ લાગ્યો તે વિના અધિકારે વગર સમજ્યે વાંચવા લાગ્યો, તેથી ખાળવા માટે ઉંદરે તે કરડયો; પણ તે જ્ઞાનગુટકો તેણે બહાર કાઢયો નહોત તો ઉંદર કરડત નહિ. શાણો થઇ ગુટકો ઉંચો મેલ્યો હોત વાંચવો બંધ કર્યો હોત, તો બધી પીડા ટળત, પણ આતો ઉંદર ટાળવા-કાઢવાનો ઉપાય યોજવા જતાં, અજંપો અને ઉપાધિયો વધતાં ગયાં, અને અંતે અનિષ્ટ પરિણામ આવ્યું જપતપ સર્વ ગુમાવ્યું અને લુચ્ચા બદમાશો ભેગા કેદખાનું સેવવાનું કર્મે આવ્યું. ભોગલાલસાથી આવી મળેલી સ્ત્રી કદી સંગી કે સગી થતી નથી, સ્વાર્થ કામના વાસનાની તૃપ્તિ પુરતીજ સગાઈ રાખે છે, તેમાં ઉણપ આવતાં ઝટ ખસી જઇ વેગળી થાય છે, જે પ્રમાણે પેલી બાઇએ કર્યું, અને ભેગા કરેલા પૈસા પોતાની મહેનતના બદલા તરીકે ગાંઠે બાંધેલા તે નજ છોડયા. પણ પોતાના સહવાસથી સાધુને પટકીને કામકર્દમમાં રોળ્યો અને તેનો ભવ બોળ્યો, તેનો એ બાઇએ કંઇ વિચાર ન કર્યો. સંસારી ગૃહસ્થલોકો વ્યવહારમાં રચીપચી રહેલા હોય છે, તેમણે ત્યાગી યોગી જ્ઞાની વૈરાગી સાધુ સંત મહંત મહાત્મા અને આચાર્ય ગુરુ પ્રત્યે ભક્તિભાવ રાખવાં તો જોઇયે. પણ તે ભક્તિભાવનો અતિરેક કરી તેવા ત્યાગી પુરુષોને અન્નવસ્ત્ર પૈસાટકા વગેરે ઉપાધિ કરનારા પાર્થિવ પદાર્થો અર્પવા-આગ્રહ કરી આપવાથી તો દૂરજ રહેવું. નિરૂપાધિકપણે સાધુપુરુષો રહી શકે અને તેમનો દેહનિર્વાહ થાય, તેટલા પુરતુંજ અન્નવસ્ત્ર ગૃહસ્થોએ તેમને આપવું જોઇએ. પણ સાધુ મહારાજને આગ્રહ કરી અમુક વસ્તુ ખાવાપીવા પ્હેરવાઓઢવા ને પાથરવા આપવાં ખૂબ વિચાર કરવો જોઇએ, કે રખેને આથી કરીને સાધુને કંઈ ઉપાધિ ડખલ અને સાધુધર્મમાં શિથિલતા તો નહિ થાય. સાધુએ તો બહુ સાવધ રહેવું ઘટેછે. કહ્યું છે કેઃ—

હદમે ચલે સો ઓલીઆ, બેહદ ચલે સો પીર;
હદ બેહદ દોનો તજે, ઉસકા નામ ફકીર. ૧
મનવા ફીકર મત કર, ફીકર ફાકા પીર;
જો ફીકરકી ફાકી કરે, ઉસકા નામ ફકીર. ૨
લિખના પઢના ચાતુરી, સબી બાત હે સ્હેલ;
કામદહન મનબશાકરન, ગગનચઢન મુશ્કેલ. ૩
કંચન તજના સ્હેલ હય, સ્હેલ ત્રીયાકા નેહ;
માન બડાઈ ઈર્ષા, દુર્લભ તજના એહ. ૪

સંસારી લોકો બહુધા અજ્ઞાની હોય છે અને તેઓ 'દૃષ્ટિ તેવી સૃષ્ટિ' અને 'આપ તેવું જગ' સમજી વગર વિચાર્યે જે કંઇ અર્પણ કરે તેનો સાધુએ સ્વીકાર ન કરવો. ત્યાગી અને સાધુ પુરુષે ધન–પૈસા ટકાને તો નજ અડવું ને પુસ્તક વસ્ત્ર વગેરે પણ ખપ કરવાં વધારે ન સંઘરવાં. સાધુએ ગ્રંથસંગ્રહનો મોહ પણ ન રાખવો, અત્રતત્ર વિચરવાવિહરતા સાધુને તેવા સંગ્રહ કરી રાખવા પરવડે પણ નહિ. સાચા સાધુને ઘટે છે કે ભક્તિભાવથી લોકો વિવિધ પદાર્થો પુસ્તકો વસ્ત્રો અન્ન ફળ મેવા વગેરે ભેટ ધરે, તેનો લોકોને સંતોષવા ખાતર નામ માત્રનો અંગીકાર કરી તત્કાળ તે તે પદાર્થોની જેમને જરૂર છે, તેવા દીન-દુ:ખી કંગાલ લોકોમાં તે વહેંચાવી દેવા, અને તેવા લોકોને યથાશક્તિ સહાયતા પહોંચાડવાનો લોકોને ઉપદેશ કરવો. પણ '**જે આવે તે ખપે, ને બાવો બેઠો જપે**' એવો પાઠ ન કરવો અને ઠાઠ ન રાખવો. ખરી વાતજ એ છે કે સાધુ ત્યાગી પુરુષે મોહમમતાનો ત્યાગ કરવો, સંઘરવાનો–ગાંઠે ને છેડે બાંધવાનો લોભ મૂકી દેવો, લાલચ તજી દેવી, કે જેથી ઉપાધિથી અગળા રહી ઉત્તમ પ્રકારે સાધુધર્મ પાળી શકાય અને તે દ્વારા આત્મોદ્ધાર કરી શકાય. સંસારી લોકો પ્રાયે કરી મૂર્ખ અનાડી અજ્ઞાની હોય છે, તેમ ત્યાગી યોગી ને સાધુપુરુષો પણ લોભી લાલચુ કામી ક્રોધી ને વિકારી થાય, તો પછી "લોભી ગુરુ લાલચુ ચેલા, દોનું નરકમેં ઠેલંઠેલા" જેવી ગતિ થઈ સંસારી જીવોની દુર્ગતિનો પાર આવેજ નહિ. આ વાત ઉપરના દૃષ્ટાંતથી સર્વાંશે અને સર્વ પ્રકારે સત્ય સમજાય છે, ને તે ઘણાને અનુભવસિદ્ધ પણ હશે.

**અમદાવાદ.** } **સ્નેહાધીન,**
તા. ૩૦–૫–૧૭ } **હિંમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા**

# પ્રસ્તાવના.

પ્રિય વાંચકવૃંદ! આ પરમોપયોગી હિતબોધક **વૈરાગ્યશતકનો** પૂર્વાર્ધ પ્રકટ થયા પછી બરાબર લગભગ એક વર્ષે તેજ કલ્યાણકર ગ્રંથનો **ઉત્તરાર્ધ** આપના કરકમળમાં મૂકવા અમે ભાગ્યશાળી થયા છીએ. પૂર્વાર્ધ પ્રકટ થતાંજ એકાદ માસમાં તેનાં નાણું ઉપજી ગયાં. પણ તે દ્રવ્ય રોકનારને પાછું ન વાળતાં તત્કાળ તેના કાગળ લેવામાં આવ્યા; પૂર્વાર્ધના જેવાજ કાગળ ગ્લેજ ૫૦ રતલી લીધા, પણ દામ દુપટ–બમણા લાગ્યા. ચોમાસુ બેસતાંજ પ્રેસમાં છપાવવું શુરૂ કર્યું કે દીવાળી પર પુરૂં થઇ જાય, પણ પ્રેસવાળાએ પ્રમાદ કરી કામ ટીચાવ્યું, પરંતુ આસો કારતકમાં કામ વડામાર લીધું અને એ પ્રમાણે ચાલ્યું હોત; તો ઉત્તરાયન પર જરૂર પુરૂં થઇ ગયું હોત. પણ "આદર્યાં અધવચ રહે અને ધાર્યું ધુળ મળે" એ કહેવત પ્રમાણે ઓચિંતા માણસો–કંપોઝીટરો મુંબઇ વડોદરા જતા રહેવાથી અમદાવાદનાં છાપખાનાંમાં માણસોની તંગી પડી, આ વાણુ શ્રીસત્યપ્રકાશ પ્રેસને પણ નડી અને જોરમાં ચાલતુ આ ગ્રંથનું મુદ્રણકાર્ય એકદમ અટકી જઇ, દોઢમહિને પણ ઠેકાણું ન પડયું; ત્યારે પછી નાછુટકે નાવાલપર શાન્તિવિજય પ્રેસમાં એકાદ માસમાં બાકીનું કામ પુરૂં કરી આપવાની શરતે છાપવા આપ્યું. માણસોની વાણુ, લગ્નસરા, વાવ પ્લેગનો ઉપદ્રવ અને કંઇક બેદરકારી એવાં કારણોથી માંડ છએ મહિને ઘણી ટોકણી કરતાં આખરે આ ગ્રંથ છાપવાનું કામ પુરૂં થવા પામ્યું છે.

આવી રીતે ધારવા કરતાં ઢીલ ઘણી થવાથી અગાઉથી થયેલા ગ્રાહકો નિરાશ થવા માંડી તગાદો અને ઠપકો લખવા લાગ્યા; તેમને અમારી હરકતો અને મુસ્કેલીઓનો ખ્યાલ ક્યાંથી હોય?! આ ગ્રંથના લેખક અને પ્રકાશકની નિષ્કામવૃત્તિ, પરોપકાર પરાયણતા, ગ્રંથની ઉપયોગીતા મહત્તા અને શ્રેષ્ઠતા વગેરેના સંબંધી આ ગ્રંથના પૂર્વાર્ધની પ્રસ્તાવનામાં સવિસ્તર જણાવેલું હોવાથી અત્રે વિશેષ નથી લખતા. મારી ઇચ્છા આ ઉત્તરાર્ધ કંઇક સમય પછી છપાવવાની હતી, પણ ભાઇશ્રી હિમતલાલ વ્રજવલ્લભે તેની રંચ દરકાર ન કરતાં જોઇતા કાગળ ખરીદી લેઈ છપાવવા માંડયું, તો મોડુંમોડું પણ અત્યારે પ્રકટ થયું છે એ સંતોષની વાર્તા છે; નહિ તો મારી ઇચ્છાનુસાર કરવા જતાં ભવિષ્યમાં કોણજાણે ક્યારે પ્રસિદ્ધ થવા પામત ?! હવે આ ગ્રંથની

પુનરાવૃત્તિ પ્રકટ થવાનો સુયોગ ક્યારે અને કોના દ્વારા પ્રાપ્ત થશે? એ ભવિષ્યના ગર્ભમાં હોવાથી અનિશ્ચિત છે. આ ગ્રંથના પૂર્વાર્ધની જુજ નકલો રહી છે, તે ઉત્તરાર્ધ સાથેજ કેટલાક ગ્રાહકોને મોકલવાની છે, જેથી હવે પછી મંગાવનારને તે મળવાનો સંભવ થોડો છે. આ ઉત્તરાર્ધના ગ્રાહકો પણ થઇ ગયેલા હોવાથી છપાવેલી પ્રતોમાંથી થોડીજ સિલિકે રહેવા પામશે, માટે જીજ્ઞાસુએ તાકીદે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ મંગાવી લેવું ઠીક છે.

વૈરાગ્ય જેવો શુષ્ક અને અરૂચિકર વિષય, શ્લોકો કવિતો દોહા પદ્ય ને દૃષ્ટાન્તોથી વિભૂષિત કરવામાં લેખકે ઘણી કાળજી રાખી છે, અને આવો ભારે શ્રમ લઈ લોકપ્રિય અને જનહિતકારી થઇ પડે તેવો ગ્રન્થ ગુંથવામાં તેમણે ખરેખર પોતાના સાધુપણાનું સાર્થક કરી ધર્મસેવા બજાવી છે. કર્ત્તવ્યપાલન કરવું, પ્રાપ્ત સાધન સામગ્રી બુદ્ધિ વિદ્યા જ્ઞાન વગેરેનો પરોપકારાર્થે ઉપયોગ કરવો—પોતાની પાસેનું વાવરી દેવું; એથી કંઇ એ બીજાપર ઉપકાર ગુણ પાડ અને સપાડું કરે છે—એમ માનવાનું નથી, પણ ધર્મ બજાવવા—કર્ત્તવ્યપાલન કરવા વડે કરીને, આ જગતમાં જન્મી તથા જીવીને જે જે પદાર્થોનો ઉપભોગ કરે છે અન્ય પ્રાણીઓને શ્રમ આપે છે તે બધાનો બદલો વાળી ઋણમુક્ત થાય છે—એમજ માનવાનું છે; એટલે અભાર માનવામનાવવાની વાતો કરવી, એ તો આ દુનિયાને દેખાડો કરવાનો વિવેક માત્રજ છે. તોપણ આલમને એટલું તો માલમ થાય છે, કે ભૂમિને ભારરૂપ અને જગતને વેઠરૂપ ન થઇ પડતાં કર્ત્તવ્યપાલન કરી ધર્મ બજાવનારા, બીજા વેઠીયા શેઠીયા અને ગંઠીયા કરતાં, અસાધારણ માન અને વિશેષ ધન્યવાદને પાત્ર અવશ્ય છે. દૃષ્ટાંત વગેરે લોકરૂચિકર રમુજી સંકલનાથી જૈન અને ઇતર પંથ સંપ્રદાય અને ધર્મવાળાને પણ આ ગ્રંથ વિશેષ આદરણિય થઇ પડયો છે; કારણ કે મુનિશ્રી વિનયચન્દ્રજી મહારાજે સમદૃષ્ટિથી જૈનેતર સાધુસંત ભક્ત કવિ વગેરેનાં કવનો અને શાસ્ત્રવચનો, યથાસ્થાને ઉદારવૃત્તિથી દાખલ કરી વિષય પ્રતિપાદન કરવામાં કંઇ કચાશ રાખી નથી. અને આવી રીતે સર્વજનપ્રિય બનાવી નીતિ ભક્તિ જ્ઞાન અને વૈરાગ્ય જેવા વિષયો, કે જેની ગંધ પણ વિલાસપ્રિય લોકોને રૂચતી નથી, તેવાઓને આવા તથ્ય અને પથ્ય અનુપાન સાથે આપવામાં બુદ્ધિમતા વાપરી છે. જો કે આ ગ્રંથના દરેક વાચકને ભક્તિ જ્ઞાન અને વૈરાગ્ય થવાનાં નથી,

તોપણ પુણ્યોદયથી સંસ્કારાનુસાર કંઇનો કંઇ લાભ અને સદ્ભાવના આ ગ્રંથ વાંચનાર વિચારનારને થયા વિના નહિજ રહે—એવું હું માનું છું; અને ઇચ્છુંછું કે આ આખા ગ્રંથની યોગ્ય સુધારાવધારા સાથે પુનરાવૃત્તિ પ્રકટ થવા પામો! પૂર્વાર્ધ કરતાં આ ઉત્તરાર્ધનું કદ સવાયું થઇ ગયું છે, કાગળ બમણા મોંઘા આવ્યા છે, છપામણી બંધામણી વગેરે ખર્ચ પણ વધી ગયો છે, તેમ નકલો ૫૦૦ લગભગ છપાય છે એટલે બચત રહેવાનો સંભવ તો નથીજ, કારણ ખર્ચ ઘણો થયોછે. આ ગ્રંથ લેખક અને પ્રકાશકનો ઉદ્દેશ પણ આમાંથી નફો કાઢી ગર્થ ગાંઠે કરવાનો છેજ નહિ, પણ પોતાના વિદ્યા જ્ઞાન વગેરેનો લાભ લોકોને આપવાને પ્રેરાઇ આ પ્રવૃત્તિ થઇ રહી છે ને થશે.

આ સુધારાના ને પ્રગતિના જમાનામાં પિંડપોષણ શરીરની ઠઠમઠ મનની મોજ અને બુદ્ધિવિલાસ કરવામાંથી મોહાસક્ત માણસો નવરા પડતા નથી, ઢોંગ ધતિંગ અને ધમાલ કરવામાં સર્વ માલ ને સાર સમજી બેઠેલા લોકો માતાપિતા અને ગુરૂ વગેરે પૂજ્ય જનોની આમન્યા મર્યાદા રાખતા નથી, વડીલોના આજ્ઞાધીન રહી તેમની સેવાભક્તિ કરતા નથી, અને સુખ માત્રને માટે બહાર ભટકતા રખડતા છકેલછેલ લોકો તો સ્ત્રીપુત્રના રક્ષણપોષણની પરવા પણ થોડી રાખે છે. આવો દેશકાળ પ્રવર્ત્તતો હોય ત્યાં ધર્મકાર્ય, લોકોપકાર અને જ્ઞાનોદય જેવાં સારાં કામોમાં તો કોણજ ઉભું રહે? અરે! વાતજ કાને ધરવાની પરવા કોણ રાખે છે? દરકાર વગરના બેતમા લોકો ધનસંપન્ન હોય છે તો વખતે ઉદારતા ને હૈયાની ઉલટથી નહિ, તો સારા દેખાવા ખાતર કીર્ત્તિની કામનાથી પાંચ પૈસા સારાં કામોમાં પણ આપે છે. પરંતુ સાધારણ માણસ વ્યવહારમાં નડતી અનેક અડચણો વેઠી લઇને પણ તનમનથી જે કંઇ મદદ આપે છે તેનું મૂલ્ય ઘણું છે, તેની તો કિમત જ કરી શકાતી નથી. આ પ્રકારે આ વૈરાગ્યશતક ગ્રંથની નકલ લખવામાં બરવાલાવાળા ભાઇશ્રી મગનલાલ મોહનલાલ પરીખે કિમતી સમયનો વ્યય કરી તથા શ્રમ લઇ જે સહાયતા પહોંચાડી છે, તેને માટે ખરેખર તેમને ધન્યવાદજ ઘટે છે. આજકાલ સારા કામ બદલ પ્રસન્નતા અને સંતોષપ્રદર્શકશબ્દ Thank you સોંઘોસપરો અને સહેલોસટ થઇ પડ્યો છે, અને તેથી તેની કિમત કંઇ પણ રહેલી ન હોવાથી કહેવાય છે કે:—**વિણમુલ્યનું થેંક યુ, જ્યાં ફાવ્યું ત્યાં ફેંકીયું.** અને તેથીજ કરીને "આભાર માનીએ છીએ, સાબાશી ને

ધન્યવાદ આપીએ છીએ." એવા દેખાડો કરવાના ખોટા શબ્દપ્રયોગ કરવાની અમે કંઈ જરૂર સમજતા નથી, તો પણ સામાને ઉત્સાહ ને સંતોષ આપવા ખાતર સારી કામગિરીનો ઉલ્લેખ તો અવશ્ય કરવોજ જોઇએ, કે જેથી બેકદર અને કૃતઘ્નમાં ન મણાઇએ.

આ ગ્રંથમાં સમજફેરથી, કોપી કરનારની અને સુધારનારની શરતચૂક ને દષ્ટિદોષથી, પ્રુફ વાંચવામાં અને સુધારવામાં પ્રુફરીડર ને છાપખાનાવાળાની ગફલતથી, અને કંઈ જગાએ મૂળ લેખકનો આશય નહિ સમજાયાથી બુદ્ધિભ્રમથી કેટલીક ભૂલો રહી ગયેલી જણાશે. જો કે યથામતિ શુદ્ધિપત્રક છાપ્યું છે,તોપણ જોડણી શબ્દપ્રયોગ વાક્યરચના વિચારસંકલના અર્થગાંભીર્ય વગેરે કંઈ કંઇ પ્રકારની ભૂલો જ્ઞાતા પુરુષોને નજરે પડવાનો સંભવ છે. તો તેવા પ્રકારની ભૂલો પૃષ્ઠાંક ને લીટીના પત્તા સાથે બતાવી એ જગોએ શુદ્ધ અને ખરૂં શું લખવું જોઇએ, તે ભ્રાતૃભાવે શા. હિમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા ( અમદાવાદ )ને લખી જણાવવાની જરૂર કૃપા કરવી. મેં તો નિમિત્ત માત્ર થઈ રૂ. ૩૦૦–૪૦૦ રોકી આ ગ્રંથ પ્રકટ કર્યો છે, ગ્રંથ રચી આપી **મુનિશ્રી વિનયચંદ્રજીએ** પોતાનો ધર્મ બજાવ્યો છે, પણ આ ગ્રંથ સુધારવા છપાવવા તૈયાર કરાવવા વેચવા મોકલવા વગેરે સર્વ પ્રકારનું કામ તો પૂર્વાર્દ્ધ અને ઉત્તરાર્દ્ધનું **શા. હિમતલાલ વ્રજવલ્લભેજ** કર્યું છે.

વળી સહર્ષ જણાવવાનું કે ગુણનિધાન પંડિતવર્ય મુનિમહારાજ શ્રી **ચોથમલ્લજીમહારાજ** પાલણપુરમાં ચાતુર્માસ બિરાજમાન હતા, તે વખતે સિદ્ધપુરથી **મુનિમહારાજ શ્રીવિનયચંદ્રજીએ** આ વૈરાગ્યમય **વૈરાગ્યશતક** ગ્રંથ તેઓશ્રીને પાલણપુર ભણશાળી જીવાભાઇ ઇશ્વરભાઇ મારફત તપાસવા જોવા માટે મોકલ્યો હતો. **મહારાજશ્રી ચોથમલ્લજીસ્વામી** ઘણાજ વિદ્વાન અને ગુણજ્ઞ છે, તેમણે આ ગ્રંથ આખો મનનપૂર્વક તપાસી જોયો છે, અને વાંચીને સભામાં અત્યંત સંતોષ જાહેર કર્યો છે; તેમાંના મૂળ શ્લોકો પણ વાંચી તપાસી ઘણોજ સંતોષ બતાવ્યો છે. તેઓશ્રી સભા વચ્ચે બોલ્યા હતા કે:–

**"યે વૈરાગ્યશતકગ્રંથ બહોત અચ્છા બનગયા હૈ, મુનિશ્રી વિનયચંદ્રજીને બહોત પરિશ્રમ ઉઠાકર યે ગ્રંથ બનાયા હૈ. યે ગ્રંથ જૈન ઓર જૈનેતર સબકુ લાભદાયી હૈ. ઓર યે ગ્રંથમેં કોઇ ભી જાતકી નિંદાકુથલી નહિ હૈ, હમકુ યે ગ્રંથ દેખકર બહુત આનંદ પ્રાપ્ત હોતા હૈ. વગેરે વગેરે."**

સુભાષિત ને ગ્રંથપ્રશંસાના શબ્દો ભરસભા વચ્ચે કહ્યા હતા. બીજા પણ ઘણા મહાત્માઓ તથા શ્રાવક અને અન્ય ધર્મીભાઇઓ તરફથી પણ ઘણા પ્રશંસાપત્રો આવ્યા છે. વળી મોરબીવાળા ભાઇ વનેચંદ પોપટ દફતરી તરફથી પણ ઘણાજ ઉત્તેજક શબ્દોમાં પ્રશંસાપત્ર આવ્યો છે, એ જાણી અમને ઘણોજ આનંદ થાય છે.

આ પ્રમાણે સર્વ રીતે સર્વ કોઇને આ ઉત્તમ ગ્રંથ આનંદદાયી થયેલ છે એ સંતોષની વાત છે, અને આવા વૈરાગ્યમય સુબોધક ગ્રંથ પ્રકટ કરવાનું સુભાગ્ય અમને પ્રાપ્ત થયેલું છે; તેથી અમે પણ અમને પૂર્ણ ભાગ્યશાળી ને કૃતાર્થ માનીએ છીએ. મર્હુમ બહેન ધનકોરને પણ આવા નિ:સ્વાર્થ પરોપકારી ધર્મકાર્ય પ્રત્યે પૂર્ણ પ્રીતિ હતી, તો તેના આત્માને પણ આથી અપૂર્વ શાંતિ મળો—એમ ઇચ્છીએ છીએ. તે બહેન ધર્મપ્રત્યે પૂર્ણ લાગણીવાળી શાંત સુશીલ અને પુણ્યમાર્ગાનુસારી ધર્મપ્રેમી હતી; તેથી તેની મનોવૃત્તિને અનુરૂપ—યોગ્ય આ ધર્મગ્રંથ પ્રસિદ્ધ કરવાના અહોભાગ્ય માટે અમો કૃતાર્થ થયા છીયે. વળી તે સદ્ગત ધનકોર બહેન, સંસારપક્ષે મુનિશ્રી વિનયચંદ્રજીની ભ્રાતૃપત્ની ( ભોજાઇ ) થાય છે, તેથી અમને તો ઉભયથા પરમલાભજ પ્રાપ્ત થયો છે. **નારાચ છંદ.**

જણાય ચુક જો કદા, સુધારી વાંચશો મુદા;
છે અર્જ મુજ એ સદા, ધરો હૃદે સુ કોવિદા. ૧
મરાલ જેમ દુધ પાણીને કરી જુદાં સદા;
પીએજ દુધ, પાણીને ન વાપરે ખરે કદા. ૨
છે સજ્જનો સદાય એહુવાજ આ જગતમાં;
સુસારને ગ્રહેજ, ખેંચશે મતિ ન તંતમાં. ૩

| વલસાડ, હનુમાન ભાગડા.<br>સંવત ૧૯૭૩ આષાઢ શુકલ ૨<br>ગુરૂવાર, તા. ૨૧-૬-૧૯૧૭ | કૃપાકાંક્ષી—નાગરદાસ નરોત્તમદાસ હરજીવનદાસના સપ્રેમભગવત્સ્મરણ પૂર્વક યથાયોગ્ય. |
|---|---|

---

## રાગ—ભેરવી ગઝલ.

સુખી થાય જે સંસારમાં, સંકટ થકી દિલ ના ડરે,
આધી ઉપાધિ શસ્ત્રસામે, ઢાલ ધીરજની ધરે;
સંકલ્પબળને સાધવા કર્તવ્ય પર કાયમ રહી,
વિચરે સદા નિતિન્યાયથી, હીમત અને દ્રઢતા ગ્રહી. ૧

# શ્રીવૈરાગ્યશતક–ઉત્તરાર્ધની અનુક્રમણિકા.

---

## શિખરિણી વૃત્ત.

યમોના સંભારી ગણુ અગણિત દોષથી ડરો,
દિસે રસ્તો સહેલો ભવશિખરિણિ અંત અધરો;
ભુલાશો લોભાશો, લગભગ લુંટાશો સીમસુધી,
ઉમંગેથી અંગે સજવી સતસંગે સદ્બુદ્ધિ. ૧

ॐ

## मुनिश्रीविनयचन्द्रविरचितम्

# श्रीवैराग्यशतकम्-उत्तरार्ध.

### ॥ अर्थभावार्थदृष्टान्त सहितम् ॥

મંગલાચરણ-ઉપજાતિવૃતમ્.

अखंडमाखंडल पूजितस्य ।
जिनस्य नूनं शरणं प्रपत्स्व ॥
कंदर्पदर्पौदलितस्य तस्य ।
धर्मस्य वै वांच्छसि शर्मचेत्त्वम्. ॥ ५१ ॥

**અર્થ**—હે ભવ્યાત્મન્! જો તુ અખંડ સુખને ઇચ્છતો હોય, તો શ્રીજીનેશ્વરપ્રભુનું શરણુ પ્રાપ્ત કર. તે પ્રભુ કેવા છે? તો કે જેણે મદ અને મદનને તો દળી નાંખેલા છે, તથા સદ્ધર્મને જેણે પ્રરૂપ્યો છે, તેવા શ્રીજીનેશ્વરભગવાનનું શરણુ ગ્રહણુ કર. (૫૧)

**ભાવાર્થઃ**—હે સુજ્ઞ ભવ્યાત્મન્! તારે જો અખંડ એવા મોક્ષના સુખની ઇચ્છા-અભિલાષા હોય, તો ખરેખર તું શ્રીજીનેશ્વર ભગવાનનું શરણુ ગ્રહણુ કર. તે શ્રીજીનેશ્વર ભગવાન કેવા છે, તો કે જે ચોસઠ ઇંદ્રોથી પૂજાયેલા છે તથા મદન કહેતાં કામદેવને અને દર્પ એટલે ગર્વને જેણે મૂળમાંથી દળી નાંખેલા છે. એટલે ઇંદ્ર જેવા મોટા પુરૂષો ઉમભાવે જેની હસ્ત જોડી સ્તુતિ કરે છે, તો પણ જેને જરા પણ ગર્વપણું પ્રાપ્ત થતુ નથી; એવા શ્રીઅરિહંત ભગવાન છે. તો તું અનંત ગુણોથી યુક્ત શ્રીજીનેશ્વર પ્રભુનું શરણુ પ્રાપ્ત કર, તથા તે ભગવાનના પ્રરૂપેલા દયામય પવિત્રધર્મનું-અર્થાત્ દાન, શિયળ, તપ અને ભાવ એ ચતુર્વિધ સદ્ધર્મનું આરાધન કર! તથા જ્ઞાન,

દર્શન, ચારિત્ર અને તપ એ ચાર અરિહંતભાષિત મોક્ષમાર્ગનું સપ્રેમ આરાધન કરીશ—ને ધર્મનું શરણું ગ્રહણ કરીશ; તો નિઃસંદેહ અવશ્ય અજરામરત્વને પામીશ.

દુનિયામાં સુખો અનેક પ્રકારનાં છે, પણ દુનિયાનાં તે દરેક સુખોમાં અખંડપણું નથી. સુખદુઃખની વ્યાખ્યા વિદ્વાન પુરૂષોએ નીચે પ્રમાણે કરી છે. **मनोऽनुकूलं सुखम् । मनः प्रतिकूलं दुःखम् ॥** અર્થાત્ પોતાના મનને અનુકૂળ—પ્રિય લાગે તે સુખ અને મનને પ્રતિકૂળ—અપ્રિય લાગે તે દુઃખ કહેવાય છે. જેમ કે કોઇ માણસને રસ્તે ચાલતાં કાંટો વાગ્યો હોય, તો કલેજામાં કેવું અસહ્ય દુઃખ થાય છે? પણ નાકે અને કાને સુવર્ણ અલંકાર—વાળી પહેરવા માટે નાક તથા કાન વિંધાવે છે, તેમાં મન ખુશી થાય છે. તો દુનિયામાં સુખ દુઃખો તો માત્ર મનુષ્યોએ માની લીધેલાં છે. કહ્યું છે કેઃ—

## મનહર છંદ.

લગ્નમાં જો લાય તો, વડી વિપત્તિ ભાખે,<br>
દારૂખાનું ખુશીથી એ, હજારનું બાળે છે;<br>
લુંટાય કે દંડાય તો, દિલે દીલગીર થાય,<br>
વાહને વરામાં મુડી, ઉમંગે ઉછાળે છે;<br>
કાયામાં જો કાંટો વાગે, કાળજામાં કષ્ટ થાય,<br>
નાક વિંધાવીને નેહે, દર્પણ નિહાળે છે;<br>
સુખદુઃખ દુનિયામાં, માન્યું દલપત્ત કહે,<br>
વિવેકી તો વિવેક, વિચારી મન વાળે છે. ૧

મતલબ કે સુખ કે દુઃખ મનની કલ્પનામાં છે. જે સુખો દુનિયાનાં મનુષ્યોએ માત્ર માની લીધેલાં છે, પણ વસ્તુતાએ વિચારતાં તે સુખોની પાછળ દુઃખો પણ સમાયલાં છે. દાખલા તરીકે જેમકે લક્ષ્મી જ્યારે આવે છે ત્યારે સુખ થાય છે, અને જ્યારે ચાલી જાય છે ત્યારે મહાદુઃખ—કલ્પાંત થાય છે. પુત્ર જ્યારે જન્મે છે ત્યારે ઘણો હર્ષ થાય છે, આનંદમંગળનાં ગીતો ગવાય છે અને સાકરો વહેંચાય છે; એ વગેરે અનેક ધામધુમ—સમારોહ થાય છે. પણ જ્યારે અચાનક તેનું દુર્દૈવ-વશાત પંચત્વ (મરણ) થાય છે, ત્યારે પછી દુઃખનો કંઇ પાર રહેતો નથી. પુરૂષ જ્યારે પરણે છે, ત્યારે મહાસુખ માની મગ્ન થાય છે મનમાં

આનંદ ઉલ્લાસ માને છે, લોકરીતિએ તે સાડા ત્રણ દિવસનો રાજા ગણાય છે; તેથી તે વખતે તેના મનમાં કેવો હર્ષ થતો હશે, તે તેના હૃદયને જ જાણવા દ્યો. મતલબ કે પરણતી વખતે મનને મહાસુખ થાય છે, અને પોતાની જીંદગી સફળ થઇ ગઇ માને છે; જાણે છે કે છેલ્લામાં છેલ્લું મનુષ્યનું કર્ત્તવ્ય કર્યું હોય! એમ કૃતાર્થ થઇ સુખ માને છે. પણ જ્યારે દંપતીમાંથી એકનો વિયોગ થાય છે, અથવા તો કલેશ કંકાસ ને ઝઘડા થાય છે, કે પછી કમભાગ્યે રંડાપો પ્રાપ્ત થાય છે; ત્યારે દુઃખનો પાર રહેતો નથી; અર્થાત્ મનમાં તે વખતે મહાભારે દુઃખ અને સંતાપ થાય છે.

એમ દુનિયાનાં મનુષ્યો જે વસ્તુ પોતાને પ્રિય હોય તેમાં સુખ માને છે, અને જેમાં ઘણું સુખ હોય પણ મનને ઇષ્ટ—પ્રિય ન હોય, તો તેમાં સુખ છતાંપિ દુઃખ જ માને છે. વળી જે સુખો મનુષ્યોએ માનેલાં છે તે ચિરકાળ સુધી ટકતાં નથી, તેની અવધી પૂર્ણ થયેથી ધન, ધામ, પશુ, પુત્ર, કલત્ર (સ્ત્રી) વગેરે સર્વ અંતે વિનાશ પામે છે, અથવા તો પોતાનું જ અચાનક મરણ થાય છે; ત્યારે અવશ્ય સર્વે છોડીને લાચારીથી ચાલ્યું જવું પડે છે. તે વખતે એ મોહમુગ્ધ પ્રાણીને પૂર્ણ પશ્ચાત્તાપ થાય છે. કહ્યું છે કેઃ—

### શાર્દુલવિક્રિડિત વૃત.

**अर्थाः पादरजोपमा गिरिनदीवेगोपमं यौवनं ।**
**आयुष्यं जललोल बिंदु चपलं फेनोपमंजीवितम् ॥**
**धर्मं योन करोति निंदितमतिः स्वर्गार्गलोद्घाटकं ।**
**पश्चात्तापयुतो जरापरिगतः शोकाग्निनादह्यते ॥ १ ॥**

અર્થાત્—પગની રજ સમાન ધન છે; રજને જેમ ઉડતાં વાર નહિ તેમ ધનને જતાં વાર નહિ. વળી પર્વતમાંથી નીકળેલી નદીના વેગની ઉપમા આપવા જેવું યૌવન છે, તથા ડાભાગ્રે જળબિંદુના સમાન આયુષ્ય અતિ ચપળ છે, સમુદ્રમાં થતા ફીણ સમાન જીવિત નાશવાન છે; છતાં પણ જે મૂઢ મનુષ્ય સવેળા ધર્મને કરતો નથી, તે વૃદ્ધાવસ્થામાં પૂર્ણ પસ્તાય છે અને પછી શોકરૂપી અગ્નિથી નિરંતર બળ્યા કરે છે. માટે જગતનાં આ સર્વ સુખો ક્ષણભંગુર જ છે, દેખાવમાં માત્ર સુખરૂપે ભાસે છે ખરાં, પણ અંતે તો મહાદુઃખરૂપ થઇ પરિણમે છે.

તો પછી એવાં સુખો સુખરૂપે કેમ કહેવાય? તે તો દુઃખજ કહેવાય. ઝેરવાળું ભોજન જમી તૃપ્તિ પામવાની ઈચ્છા રાખવા કરતાં ભુખ વેઠવી જ શ્રેયસ્કર છે. જે સુખો કેવળ ઉભય લોકમાં દુઃખોનેજ ઉત્પન્ન કરનારાં નીવડતાં હોય તો તેવાં મિથ્યા સુખોથી સર્યું શું?

તો હે જગતવાસી ભવ્યજનો! અખંડ એટલે કોઇ કાળે ખંડિત ન થાય એવું આત્મિક સુખ તમારે જોઇતું હોય, તો તે અખંડ સુખને પામેલા એવા શ્રીજીનેશ્વર ભગવાનનું તથા તેમના પ્રરૂપિત પવિત્ર ધર્મનું શરણુ અંગીકાર કરો! તેમના સિવાય અન્ય કોઇ પુરૂષ તે આત્મિક સુખ પ્રાપ્ત કરાવવા સમર્થ નથી, કારણુ કે જે સુખને જેઓ પામેલા છે, તે જ પુરૂષ બીજાને સુખ આપી શકે. એતો ખરૂં જ છે કે રાજા કે મોટા કોઇ શેઠશાહુકાર–સમર્થની સેવા બજાવતાં ધન મળે છે. પણુ ગરીબ કદ્રી દીન કે ભીખારી પાસે જઇ યાચવાથી કાંઇ ધન મળે નહિ. તે બિચારા પોતે જ નિર્ધન છે તો અન્ય જનોને કયાંથી આપી શકે? માટે આત્મિક અખંડ સુખ પ્રાપ્ત કરવા માટે તો ઉત્તમ પુરૂષોનુંજ શરણુ ગ્રહણુ કરવું જોઇએ. કહ્યું છે કેઃ–**હરિગીત છંદ.**

**તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું?**
**નિર્દોષ નરનું કથન માનો તે જ જેણે અનુભવ્યું;**
**રે આત્મ તારો આત્મ તારો શીઘ્ર એને ઓળખો,**
**સર્વાત્મમાં સમદ્રષ્ટી દ્યો આ વચનને હૃદયે લખો. ૨**

મતલબ કે તે આત્મિક સુખ પ્રાપ્ત કરવા તે અખંડ આત્મિક સુખને પામેલા એવા સર્વજ્ઞ પ્રભુ શ્રીજીનેશ્વર ભગવાનનું શરણુ ગ્રહણુ કરવું.

તે સર્વજ્ઞ દેવનું શરણુ સર્વોત્તમ છે. બાહ્ય કષ્ટોને પણુ તે નિવારે છે. વિવિધ જાતનાં અણુચિંતવ્યાં આવી પડેલાં વિઘ્નો–ભયકારી કારણો હે પ્રભુ તમારા શરણથી નાશ પામે છે. શ્રીપ્રજ્ઞાપ્રકાશના કર્ત્તા કહેછે કેઃ–

**ઉપજાતિ વૃત્ત.**

**सर्वज्ञ देवस्य च नाम जापात्। प्राप्नोति किं नाग्निभयं क्षयं च॥**
**प्राप्नोति किं राज्यभयं न नाशं। प्राप्नोति किं चौरभयं न नाशम्॥२॥**

**અર્થાત્**––શ્રી સર્વજ્ઞ દેવના જાપથી શું અગ્નિનો, ચોરનો, રાજ્યનો વગેરેનો ભય નાશ નથી પામતો વારૂ?! અર્થાત્ શીઘ્રમેવ નાશ

થાય જ છે અને સર્વ પ્રકારે શાંતિ વર્તાય છે. એવો તે પ્રભુના નામનો મહા પ્રભાવ છે. છેવટ મોક્ષનાં અખંડ સુખો પ્રાપ્ત કરી સદા સર્વદા આત્મિક આનંદમાં નિમગ્ન થાય છે. વાહ પ્રભુ વાહ ! તમારૂં શરણુ તો અમુલ્ય લાભદાયી નીવડયું તમે પોતેજ મહાસમર્થમાં સમર્થ પુરૂષ છો, બુદ્ધ રૂપ છો, શંકરરૂપ છો; પુરૂષોત્તમ પણુ તમેજ છો અને તમોને ભવ્ય ભક્તજનો વિવિધ સ્વરૂપે ઓળખે છે. અને અનેક પ્રકારનાં, વિવિધ નામોથી ભજે છે, સ્તવે છે, જપે છે અને તમારા ગુણુ ગાય છે.

**વસંતતિલકા વૃત.**

**बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धि बोद्धात् ।**
**त्वं शंकरोऽसि भुवनत्रय शंकरत्वात् ॥**
**धाताऽसि धीर ! शिवमार्ग विधेर्विधानात् ॥**
**व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽस्ति ॥ ३ ॥**

**त्वामव्ययं विभुमचिंत्यमसंख्य माद्यं ।**
**ब्रह्माणमीश्वरमनंतपनंगकेतुम् ॥**
**योगीश्वरं विदित योगमनेकमेकं ।**
**ज्ञानस्वरूपममलं मवदन्ति सन्तः ॥ ४ ॥**

**અર્થાત**—હે પ્રભુ હે જીનેશ્વર ભગવાન ! તમે સ્વયં બોધ પામેલા અને વિબુધો (દેવો) થી પૂજાયેલા હોવાથી **બુદ્ધ** પણ છો. ત્રણ જગતને સુખ કરનાર હોવાથી **શંકર** (**शं. सुखं करोती ति शंकरः**) પણુ છો. વિધિ માર્ગનું વિધાન કરનાર હોવાથી **ધાતા** પણુ છો. અને **પુરૂષોત્તમ** ( **पुरुषाणामुत्तमः पुरुषोत्तमः** ) પણુ છો; તે તો વ્યક્ત-ખુલ્લુંજ છે. વળી તમને સન્તપુરૂષો અવ્યય વિભુ અચિંત્ય અસંખ્ય આદ્ય બ્રહ્મા ઇશ્વર અનંત અનંગકેતુ ( કામદેવ ) યોગીશ્વર એક અનેક જ્ઞાનસ્વરૂપ અમલ (નિર્મળ) વગેરે અનેક પ્રકારે બોલાવે છે સ્તવે છે અને ધ્યાન ધરે છે. વળી તમે કંદર્પ કહેતાં કામવિકાર તથા દર્પ કહેતાં ગર્વ તેને મૂળથીજ નિર્મૂળ નાશ કરી દીધા છે. આ બે અજીત યોદ્ધા જીતવા જગતમાં મહાકઠિન-દુષ્કર છે, ઘણા શૂરવીરો તેથી હારી ગયા છે, નાસીપાસ થયા છે. આ બે જ જીત્યા તેણે સર્વ જીત્યું સમજવું. પણુ સર્વ કરતાં આ બેને જીતવા મહા મુશ્કેલમાં મુશ્કેલછે અને તેથી જ **શૃંગાર શતકમાં રાજર્ષિ ભર્તૃહરિ** કહે છે કઃ—

### વસંતતિલકાવૃત.

**मत्तेभकुंभदलने भूवि सन्ति शूराः ।**
**केचित्प्रचंड मृगराजवधेऽपिदक्षाः ॥**
**किंतु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य ।**
**कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥ ५ ॥**

**અર્થાત્**—મદોન્મસ્ત હાથીના કુંભસ્થળને ભેદનારા આ ભૂમિ ઉપર ઘણા શૂરવીરો છે, વળી કેટલાએક પ્રચંડ મહાવિકાળ મૃગરાજ એટલે કેસરી સિંહને પકડવામાં તથા તેને નિજ બાહુથી મારવામાં દક્ષ નરો પણ છે પણ હું બળવાનો સમક્ષ છાતી ઠોકીને–પ્રસહ્યપણે કહું છું કે આ જગતમાં કંદર્પ અને દર્પ એટલે કામદેવ અને ગર્વ–અભિમાન આ એને મારનારા નરો તો ઘણાજ વિરલા છે. તે એજ આ આત્માના કટ્ટા શત્રુ છે. આત્માનું બગાડે છે, ભવભ્રમણ કરાવે છે, ભાન ભુલાવનાર છે આત્મસ્વરૂપને પ્રગટ નહિ થવા દેનાર છે. તો પણ હે પ્રભુ! આપનામાં લેશ પણ કામવિકાર તથા ગર્વ–અભિમાન નથી. આપની પાસે રાજા અને રંક બન્ને સરખા છે, માટે હે પ્રભુ! આપ સમર્થ છો, અને તેથીજ આપનું શરણુ સદા સર્વદા ઉભય લોકે સર્વથા સુખકારી છે.

કારણુ કે દુનિયામાં સાચું શરણુ એક શ્રી સર્વજ્ઞ પ્રભુનુંજ છે. આ જીવાત્મા અનંતકાળ થયાં સંસારસાગરમાં રઝળે છે તેનું જો મુખ્ય કારણુ વિચારીએ, તો સાફ જણાશે કે ફક્ત સત્યશરણુનો અભાવ છે. આ જીવાત્મા અજ્ઞાનરૂપ અંધકારે કરીને છવાઇ રહેલો છે, તેથી તેને સત્ય વસ્તુનું પીછાન અને ભાન થતું નથી, અને સત્ય વસ્તુનું પિછાન થાય નહિ ત્યાં સુધી હેયોપાદેયનું–કર્ત્તવ્યાકર્ત્તવ્યનું પરિગ્રહણુ પણ કેવી રીતે થઇ શકે?

માટે સદ્‌ગુરૂના સમાગમે સત્ય પુરૂષનું ઓળખાણુ કરી સત્યનું શરણુ ગ્રહણુ કરવું. સત્ય અને સમર્થ પુરૂષનું શરણુ ગ્રહણુ કરવાથી બાહ્યાભ્યન્તર સંકટો વિનષ્ટ થાય છે. રાગદ્વેષને જીતનારા અને મદ-મદનને સર્વથા વિલય કરનારા, અઢાર દોષથી રહિત સર્વજ્ઞ દેવાધિદેવ મહાન સમર્થમાં સમર્થ શરણ્ય છે. કહ્યું છે કેઃ—

**न कोशिके रागमुपासनापरे । करोषि रोषं न च चंडकोशिके ॥**
**अहो उदासीनतयेव निर्जिता । च मूस्त्वयादुर्विषयापि कर्मणाम् ॥**

**અર્થાત્**—સદૈવ સેવા કરવામાં તત્પર એવા ઇંદ્ર પ્રત્યે જેને રાગ ભાવ નથી. અને ક્ષીર સમાન મિષ્ટ પોતાના રૂધિરનું પાન કરનારા ચંડકોશિક નામના મહાઝેરીમાં ઝેરી દૃષ્ટિવિષ ક્રૂર સર્પ ઉપર પણ જેને રોષભાવ ઉત્પન્ન થયો નથી. તેથી ઘણા આશ્ચર્યની વાત છે કે તમે રાગદ્વેષને જીતી આવો વિશ્વજનાનંદી ઔદાસીન્યભાવ પ્રાપ્ત કર્યો છે. અને દુર્જય એવી કર્મની સેનાને આપે જીતી છે; તો જગદ્ગુરૂ હે શ્રી સર્વજ્ઞ દેવાધિદેવ હું આપને સદા સર્વદા ત્રિકાલ અભિવંદન કરૂં છું. કારણ કે આપજ એકલા જગતના સત્ય શરણરૂપ છો, આપનું શરણ દુઃખ દાવાનળને દૂર કરનાર છે, વિઘ્ન માત્રને નિવારનારછે કહ્યું છે કેઃ-

## વસંતતિલકા વૃતમ્.

**कल्याणमंदिरमुदारमवद्यभेदि। भीताऽभयप्रदमनिंदितमंघ्रिपद्मम्॥**
**संसारसागरनिमज्जदशेषजंतुपोतायमानमभिनम्य जिनेश्वरस्य**

**અર્થાત્**—કલ્યાણના મંદિર રૂપ એવા તથા ઉદાર ભાવનાવાળા એટલે **अयं निजः अयं परः** (આ મારૂં આ તારૂં-પારકું) એ પ્રકારની એકલપેટી સંકુચિત વૃત્તિથી રહિત, પાપને નાશ કરનારા સંસારનાં નાના પ્રકારનાં દુઃખોથી તથા આધિ વ્યાધિ ને ઉપાધિથી ભયભિત થયેલ પ્રાણીઓને અભય કરનારા, તથા અનિંદિત છે પાદપદ્મ જેના, સંસારસાગરમાં ડુબતા સમસ્ત જીવોને વહાણ રૂપ સુખ કરનારા એવા શ્રી જીનેશ્વર ભગવાન છે; તેમને સદા નમસ્કાર કરીને શરણ ગ્રહણ કરૂં છું. કારણ કે આ જગતમાં ખરો આધાર તો તેનોજ છે, બાકી તો સર્વ ક્ષણભંગુર અને નાશવાન છે. અનંતઅનંતીવાર આ જીવાત્માએ ઘણા ભોગ ભોગવેલા છે, પણ તેમાં કાંઇ ગરજ સરી નથી. એક સદ્ધર્મના આરાધન વિના તથા સર્વજ્ઞ પ્રભુ શ્રી જીનેશ્વરદેવના શરણ વિના સર્વ જન્મ વ્યર્થજ ગુમાવ્યા છે. શ્રીઅરિહંતભગવાન સકળ ગુણે કરી સહિત છે. તેમનું શરણ ગ્રહણ કરવાથી ઇહલોકમાં ને પરલોકમાં એમ સર્વત્ર પ્રાણીઓ પરમ સુખને પામે છે. કહ્યું છે કેઃ-

## કવિત.

નમુ શ્રી અરિહંત કર્મકો કીયો અંત,
હુવા સો કેવળ પંથ કેવળ ભંડારી હે;
ચોતીસ ધાર પાંતીસ વાણી ઉચ્ચાર,

**સમજાવે નરનાર પરઉપગારી હે;**
**શરીર સુંદર આકાર, સુરજ સો ઝલકાર,**
**ગુણ હે અનંત સાર, દોષ પરિહારી હે;**
**કેત હે તિલોકરિખ, મન વચ કાય કરી,**
**લળીલળી વારંવાર વંદના હમારી હે. ૨**

એવા શ્રી અરિહંત ભગવાન સર્વ ભવ્યજનોને શરણ રૂપ છે તેમના નામ માત્રથી દુઃખ સઘળાં નાશ પામે છે, દેવોને તથા નરેન્દ્રોને તે વંદ્ય થાય છે. ભય સઘળા વિનાશ પામે છે, અને છેવટે અક્ષય મોક્ષલક્ષ્મી મળવી, અજરામરત્વને પામે છે. હવે શ્રી જીનેશ્વરભગવાનનું શરણ ગ્રહણ કરવાથી તથા તેમના પ્રરૂપિત સદ્ધર્મનું સંકટમાં પણ હિંમત રાખી સપ્રેમ સેવન–આરાધન કરવાથી પ્રાણી કેવું સુખ પામે છે? અને તેના ઉપરથી દુઃખ વાદળું કેવી રીતે ખસી જઇ સર્વત્ર આનંદ આનંદ વરતાઇ જાય છે? તેના ઉપર એક સદ્ધર્મી સુલક્ષણાં શેઠાણીનું દૃષ્ટાંત નીચે વાંચો.

## (૫૩) ધર્મનિષ્ઠ શેઠાણી ધર્મસેવનથી સંકટમુક્ત થયાં.

આજથી થોડાં વર્ષ ઉપર કોઇ એક મોટા શહેરમાં ઇભપતિ શેઠ રહેતો હતો તેના ગૃહમાં લક્ષ્મી ઘણી હતી. રાજા તરફથી સહર્ષ સંપાદન થયેલું નગરશેઠનું પદ ભોગવતો હતો. તેને મનોરમા નામની એક ગુણવંતી સ્ત્રી હતી. તે પતિભક્તિપરાયણા ને ઘણી જ ધર્માનુરાગી હતી. શેઠશેઠાણી ઉભય હામ દામ ને ઠામ એમ સમસ્ત પ્રકારે સુખી હતાં. શેઠશેઠાણી બન્નેને લગભગ ૫૦ વર્ષની અવસ્થા થવા આવી હતી, પણ અત્યાર સુધી કાંઇ પણ સંતતિ સુખ ન હોવાથી હૃદય શોકાગ્નિથી ભરપુર રહેતું હતું. પણ પુણ્યજોગે તે ચિંતાને પણ દૂર થવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું હતું, એટલે તેમને એક પુત્રરત્ન પણ પ્રાપ્ત થયું હતું. અને તે બાળક અત્યારે લગભગ આઠેક માસનો ઘણો જ ખોટનો પુત્ર હોવાથી શેઠશેઠાણી ચાકરનોકર વગેરે તેને ઘણી સાવચેતીથી જાળવતાં હતાં. તો પણ તેઓ તેમાં મોહમુગ્ધ નહોતાં. ધર્માનુરાગી પણ પૂર્ણ હતાં, સાંઝસવાર સામાયક અને પ્રતિક્રમણ આદિ ધર્મધ્યાન કરવાં ચુકતાં નહતાં, સંતસાધુની સેવાભક્તિ પણ પ્રેમથી નિત્ય કરતાં હતાં. દુઃખી અનાથ અને નિરાધાર મનુષ્યોને આધાર આપીને લક્ષ્મીનો સારો લાભ લેતાં હતાં, ગુપ્તદાન દેવામાં તેમને

વધારે પ્રીતિ હતી, તેથી તેમને હસ્તક ગુપ્ત દાનો ઘણાં સારાં દેવાતાં હતાં. દાન શિયલ તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ ગૃહસ્થોને માટે કહ્યો છે, તેને પૂર્ણ રીતે અંગીકાર કરેલો હતો.

**કવિત–નીતિ વિષે પ્રિતિ અને રીતિ સારી રાખ્યે જાય,**
**સાધુસંતસેવા કરે પર ઉપકાર છે;**
**વિનયવિવેક તનમનમાંથી જાય નહિ,**
**પરદુઃખ કાઢવામાં અંતર ઉદાર છે;**
**પરઅપરમાંહિ અંતર ન માને કશો,**
**પુણ્યરૂપ પૂરેપુરો આચારવિચાર છે;**
**કેશવ કહે છે કોઈ પાસે કશું માગે નહિ,** ક
**સુજનની રીતિ ખરી ખાંડા કેરી ધાર છે. ૧**

આવાં આવાં ધર્મનાં ઉત્તમ કાર્યો કરી માનવજીવન સફળ કરતાં હતાં, તેના ઘરમાં ઘણાં દાસદાસીઓ કામકાજ કરનારાં હતાં. તેને ત્યાં એક નોકર ઘણા વર્ષનો જુનો હતો, તે શેઠની ઘોડાગાડી ચલાવવાનું કામ કરતો હતો. તે જુનો માણસ હોવાથી અને કેટલાએક સ્વામીભક્તિ વગેરે સદ્દગુણો સારા હોવાથી શેઠશેઠાણીનો તેના પ્રત્યે પ્રેમભાવ સારો હતો. શેઠશેઠાણી બન્નેએ તેને પુત્રવત્ પાળી મોટો કર્યો હતો, જે વસ્તુ જોઇએ તે તેને આપતાં હતાં, છેવટ કહીએ તો તે એક ઘરના માણુસ જેવો જ ગણાતો હતો. શેઠનો પણ તેના પ્રત્યે પૂર્ણ ભરોસો હતો, તેથી જ તેને વગર સંકોચે ઘરનું કામ સોંપવામાં આવતું હતું.

હવે એક વખત બન્યું એવું કે, શેઠે એકદા શુભ અવસર પર મિત્રમંડળમાં ઉજાણી કાઢી. ઉજાણીનું સ્થાન લગભગ પોતાના ગામથી એએક ગાઉને છેટે હતું. ઉજાણીમાં જોઇતો સામાન શેઠે ચાકરો મારફત સવારમાં પહોંચડાવી દીધો હતો. અને બીજા પોતાના કેટલાએક નિકટના મિત્રો કામકાજ માટે સવારમાં જ શેઠની સાથે ગયા હતા. અને પોતાના ભરોંસાદાર ગાડીવાનને શેઠાણીને ત્રણ ચાર વાગ્યાના સુમારે ગાડીમાં બેસારી લાવવાનું કહી ગયા હતા. વખત થયો એટલે શેઠાણી પણ લુગડાંલત્તાં પહેરી તૈયાર થયાં. આજ પોતાના પ્રિયતમ પતિની વર્ષગાંઠનો શુભ દિન હોવાથી શેઠાણીને પણ હૃદયમાં ઘણો આનંદ હતો. અંગ ઉપર ઘણા જ મૂલ્યવાન હીરારત્નજડિત

સુવર્ણના અલંકારો ધારણ કરેલા હતા. પોતાના પ્રાણાધિક પરમપ્રિય લઘુ પુત્રને પણ બહુ મૂલ્યવાન બાલકોચિત રત્નજડિત અલંકારોથી અલંકૃત કરી પોતાના ખોળામાં બેસાડી સાથે લીધેલો હતો. આ વખતે પોતાના બાળપુત્રને જોઇ શેઠાણી પરમપ્રમોદ પામતાં હતાં.

ગાડીવાને ગાડી હાંકી તે થોડા જ સમયમાં ઉજાણીના સ્થાને આવી પહોંચી કે તુરત જ શેઠાણી હેઠે ઉતરી અંદર ગયાં. શેઠે સુવર્ણાલંકારવિભૂષિત બાળકને તેડી લીધો, બીજા મિત્રો પણ તે બાળકને તેડી રમાડવા લાગ્યા; અને શેઠના આવા રૂડા દિવસ માટે પરમાનંદ પામવા લાગ્યા. અહો પ્રાણીઓનો પુણ્યોદય કેવો પરમ આનંદ આપે છે ?! કહ્યું છે કેઃ--

## ઉપજાતિવૃત્ત.

**पुण्येन रूपं किल चारु चक्यं। पुण्येन सर्वं सफलं च वाक्यम्॥**
**पुण्येनचास्ति परिपूर्ण सौख्यं। पुण्यं विनोऽर्तिस्तु पदे पदे च ॥८॥**

**અર્થાત્**—પુણ્યથી સુંદર રૂપ પામી શકાય છે, પુણ્યથી સર્વ વચનો સફળ થાય છે. તથા પુણ્યથી સર્વ પ્રકારનાં પરિપૂર્ણ સુખો સર્વ આવી મળે છે. પુણ્ય વિનાના પ્રાણીઓને પગલેપગલે સદાસર્વદા અરતિ—અશાંતિ-પીડા ભોગવવી પડે છે. અહો આ શેઠને પુણ્યનો ઉદય કેવો આનંદદાયક થયેલ છે. વળી તે લક્ષ્મી પણ પ્રમાણ છે કે, તેમાં ઉચ્છૃંખલ નહિ થતાં તેનો સન્માર્ગે વ્યય કરી લાભ લીએ છે. આ પ્રમાણે શેઠના સંબંધી વિવિધ વાર્તાલાપ કરતા જમવાનો સમય થતાં સર્વ મિત્રો જમવા બેઠા, વિવિધ જાતનાં સ્વાદિષ્ટ મિષ્ટઇષ્ટ પકવાન્નોથી તૃપ્ત થઇ સર્વ સાનંદેથી જમી ઉઠયા પછી શેઠશેઠાણી પણ જમ્યાં. જમી રહી સર્વ સાનંદે પાન સોપારી વગેરે ખાવા લાગ્યા.

પછી શેઠે શેઠાણીને કહ્યું કે, તમે બાળકને તેડી વેળાસર ગાડીમાં બેસી ગામમાં પોંચી જાઓ, અને અમો સર્વ મિત્રો કામકાજ આટોપી સર્વ સાથે જ આવીશું. પછી ગાડીવાનને ભલામણ કરી કે, બાળકને અને શેઠાણીને સાચવીને ઘેર લઇ જજે, પાસે જોખમ પુષ્કળ છે માટે સંભાળીને જજો.

ગાડીવાન પોતાનો પૂર્ણ વિશ્વાસુ અને ખાત્રીદાર માણસ હતો, તેથી વિશેષ કાંઇ કહેવાકારવવાની જરૂર નહતી. કારણ કે જ્યાં પૂર્ણ

૭૨૫૫



વિશ્વાસ હોય છે ત્યાં કોઇ જાતનું ભયનું શંકાનું કે અસતોષનું કારણ રહેતું નથી.

પછી શેઠની રજા લઇ ગાડી ચલાવી. ગાડી ચાલી તે વખતે લગભગ સાંઝ પડવા આવી હતી. ગાડી અડધેક આવી તે વખતે સંધ્યાસમય થઇ ચુકયો હતો. ગાડીવાન શેઠાણી સાથે વાતો કર્યે જતો હતો, શેઠાણી અને પુત્રના અંગ ઉપર ઘણાં જ કીમતી આભરણો હતાં; અને તે અલંકારો પણ ઘણા કીમતી સુશોભિત ને ચિત્તાકર્ષક હતા. શેઠાણી ને પુત્રના મળી લગભગ દશ હજારના દાગીના હતા. વારેવારે શેઠાણી પ્રત્યે પેલો ગાડીવાન સામું જોયા કરતો અને વાતો કરતો હતો. કીંમતી અલંકારો જોઇ તેની દાનત —બુદ્ધિ બગડી, લોભરાક્ષસ પુર જોસથી પિંડમાં પેઠો. બસ! લોભ-રાક્ષસ પેઠો એટલે તો પુછવું જ શું? ચક્ષુમાં લજ્જાદેવી વસે છે, પણ જ્યારે લોભરાક્ષસ પેઠો એટલે તે લજ્જાદેવી તો શિઘ્રમેવ પલાયન કરી જાય છે. એક લોભ આવ્યો એટલે બીજા સર્વ ગુણો રહેવા પામતા નથી. રાજર્ષિ ભર્તૃહરિએ ખરૂં જ કહ્યું છે કે:—**लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः** ॥ અર્થાત એક લોભ આવ્યો એટલે બીજા દુર્ગુણોનું શું કામ છે? સર્વ દુર્ગુણોનો સરદાર અને સર્વ પાપનો બાપ તો લોભને જ કહ્યો છે.

શેઠાણી તથા પુત્રના અંગ ઉપરના અમૂલ્ય અલંકારો જોઇ પેલા ગાડીવાનનું ચિત્તડું ચળ્યું, દુષ્ટ લોભે મન ફેરવી નાંખ્યું, વળી કર્મસંયોગે સંધ્યાનો સમય હોવાથી કોઇ માણુસ પણ તે વખતે આવતુ જતું નહતું. આવો અનુકૂળ પ્રસંગ ફરીને કદી પણ મળવો મુશ્કેલ છે જો આ થાપમાં ફાવી જવાય તો સારૂ, બસ! દસ હજારનો આશામી બની જાઉં, પછી મારે કોના બાપની પરવા રહે. આ પ્રમાણે પેલા દુષ્ટ ગાડીવાને મન સાથે વિચાર્યું.

વિચારી દઢ કર્યું કે, જરૂર આ બન્ને શેઠાણી અને પુત્રને મારી નાંખી દશ હજારનો માલ લઇ પરદેશ ચાલ્યો જાઉં. અત્યારે આ મારા કાર્યમાં કોઇ વિઘ્નકારી માણુસ પણ આવતુંજતું નથી, તેથી જરૂર મારૂં ધાર્યું થશે. એમ ધારી તેણે વિશેષ રાત પડવા માટે ગાડી ધીમેધીમે ચલાવવા માંડી. ગાડી ધીમે ચાલતી હોવાથી શેઠાણીએ કહ્યું કે:-ભાઇ! ગાડી કેમ ધીમે ચલાવે છે? હજી આપણે ઘણે દૂર જવાનું છે; અંધારૂં થઇ જશે. માટે જલદી ગાડી ચલાવને!

આ પ્રમાણે શેઠાણીએ કહ્યું, પણ પેલા દુષ્ટે જાણે કે કાંઇ સાંભળ્યું જ ન હોય તેમ આંખઆડા કાન કર્યા. શેઠાણીએ બે ત્રણવાર કહ્યું, પણ દુષ્ટે માન્યું જ નહિ. શેનું માને? પેલો દુષ્ટ લોભ નામે દૈત્ય માનવા કેમ દે? એમ ગાડી ધીમે ચલાવતાં સડક ઉપરથી બીજો એક આડકતરો રસ્તો આવ્યો એટલે ગાડી સડકેથી ઉતારી આડે રસ્તે ચલાવી. તેથી શેઠાણીએ કહ્યું, અલ્યા ભાઇ! ગાડી આમ આડે રસ્તે કેમ ચલાવી? પાછી લાવી મોટી સડકે ચલાવ? ત્યારે તે સાંભળી દુષ્ટ ગાડીવાને જરા રોષદર્શક નેત્રોથી કહ્યું કે:–બસ બડબડ નહિ કર, ચાલી આવ જ્યાં ગાડી આવે ત્યાં, નહિ તો જાનથી મારી નાખીશ. અહીં તારૂં કોણ છે?

આ વાક્યથી શેઠાણીને ફાળ પડી, હાયહાય! જરૂર આ પાપીની દાનત બગડી જણાય છે, મને તથા મારા ખોટના એકના એક વહાલા પુત્રને આ પાપી સતાવશે–પીડશે. માટે હવે શો ઉપાય કરવો? અત્રે મારૂં કોઇ નથી, શેઠ તો હજી વાડીમાં છે, તે તો કોણ જાણે ક્યારે આવશે, તે પહેલાં તો આ પાપી કોણ જાણે કયાં લઈ જશે? અને મને તથા મારા પ્રાણાધિક પુત્રને શુંયે કરશે?

આ પ્રમાણે રૂદન કરતાં શેઠાણી વિલાપ કરવા લાગ્યાં, તેવામાં એક ઉંડો કુવો જોવામાં આવ્યો. એટલે તરત ત્યાં ગાડી ઉભી રાખી આ લાગ સારો છે, અત્રેજ આ બન્ને જણાને મારી નાંખી કુવામાં ફેંકી દેઇ દાગીના સર્વ લઇ પરદેશ ચાલ્યો જાઉં. આ પ્રમાણે ધારણા ધારી ગાડી ઉભી રાખી હેઠે ઉતરી આક્રોશપૂર્વક શેઠાણીને કહ્યું કેઃ— હેઠી ઉતર! તે સાંભળી નમ્ર ભાવે શેઠાણી રૂદન કરતાં બોલ્યાં:– ભાઇ! આમ ન થાય, તું અમારો જુનો નોકર થઇ આમ દગો કરે તે યોગ્ય ન કહેવાય, મેં તને પુત્રની પેઠે પાળી પોષ્યો છે, તો આવી કૃતઘ્નતા તને છાજે નહિ. મેં તને ઘણા ઘણા ઉપકારો કર્યા છે, અમારો વિશ્વાસુ અને જુનો માણસ જાણી શેઠે તથા મેં તને ઘરમાં ઘણું અગ્રપદ આપેલું છે. તો તે ઉપકારનો બદલો આમ તું વાળે છે, તે તને ઘટે નહિ. ભાઈ! તું અમને બચાવ. અત્યારે અમારૂં કોઇ નથી. આમ નિર્દય થઇ અમને સતાવ નહિ, મારા પ્રાણાધિક પ્રિય પુત્રને તથા મને તું ઘેર પહોંચાડ, હું તને સુખી કરીશ ને જે માગીશ તે આપીશ, શેઠને આ વાત પણ નહિ કરૂં, માટે તું અમને ઘેર પહોંચાડ. આ પ્રમાણે શેઠાણીએ ઘણું નમ્રતાપૂર્વક કહ્યું, પણ તે

છે. કહો ભાઇ! આ પ્રકારનું મહારોગોથી પીડાતું જીવન શા કામનું છે? કારણકે હમેશાં કાંઇને કાંઇ રોગ શરીરમાં હોયજ! એકને માંડમાંડ મટાડતાં તો બીજા બે ચાર રોગ પેદા થયાજ છે.

## ઝુલણા છંદ.

દુબળી ગાયને હોય ઝાઝી બગા,
દુખતાં અંગ પર ઠેસ વાગે,
ભુત ભાગી ગયું હોય નહિ ત્યાં વળી,
ઉલટું અંગમાં પલિત જાગે;
એકપર એક છે આધિઓ વ્યાધિઓ,
બંધનો બેવડાં કેમ છુટે?
સાવ નિ:સાર આ હાય સંસારમાં,
સાંધીએ એક ત્યાં તેર તૂટે. ૩૧૨

એમ અનેક પ્રકારના રોગોથી પીડાયલો પ્રાણી કોઇ પ્રકારની ધર્મક્રિયાઓ પણ ભાગ્યેજ કરી શકે છે. માટે ઘણો રોગીષ્ઠ માણસ પણ જીવતાં છતાં મરેલા સમાનજ સમજવો.

હવે પાંચમો પ્રકાર સદા દરિદ્રોનો છે, દરિદ્રી એટલે સદા નિર્ધન જેની ગાંઠે ગરથ—ધન નથી તે મહા દુ:ખી થાય છે, દરિદ્રતાના જેવું જગતમાં એકે મહા ભારે દુ:ખ નથી, દરિદ્રી માણસને કોઇ પ્રેમપૂર્વક બોલાવતું પણ નથી. ઘણા નિકટનાં સગાં સંબંધીઓ હોય, તે જાણે વૈરાગી બન્યા હોય નહિ! એમ અભાવ વૃત્તિવાળા—બેદિલ થઇ જાય છે. તે વિષે કહ્યું છે કે:—

अहोनुकष्टं सततं प्रवास । स्ततोऽति कष्टं परगेहवासः ।
कष्टाधिका नीचजनस्य सेवा । सर्वातिकष्टा धनहीनता च
सत्यं न मे विभव नाशकृताऽस्ति चिंता ।
भाग्य क्रमेण हि धनानि भवंति यांति॥
एतत्तुमां दहति नष्ट धनाश्रयस्य ।
यत् सौहृदादपिजना शिथिली भवंति ॥ १०८ ॥

અર્થાત:—હમેશાં પ્રવાસ, પરઘેરવાસ, નિચજનની સેવા કરવી

એ સર્વ કષ્ટરૂપ છે; પણ દરિદ્રતા તો એ સર્વથી અધિક કષ્ટવાળી છે. કારણ કે ધનવાન મનુષ્યોને શત્રુઓ હોય તે પણ સ્વજનનું આચરણ કરે છે, એક વખત વૈરભાવ પણ ભુલી જાય છે, અને નિર્ધન માણસને તો ખાસ નિકટનાં સગાં-સ્વજન હોય, તો પણ તે શત્રુ તુલ્ય વેરી થઇ જાય છે; કારણકે આ લોકમાં સર્વ ગુણો સુવર્ણમાં ધનમાં રહેલા છે. પોતામાં તો ગુણ હોય કે ન હોય, ઉંચ હોય કે નીચ હોય, શઠ હોય કે સુજન હોય પણ પાસે ધન હોય તેજ મોટો ગુણવાન ગણાય છે.

## ઉપજાતિવૃત.

**यस्यास्ति वित्तं स नरः कुलीनः ।**
**स पंडितः स श्रुतिमान् गुणज्ञः ॥**
**स एव वक्ता स च दर्शनीयः ।**
**सर्वे गुणाः कांचनमाश्रयंति ॥ १०९ ॥**

**અર્થાત:**—જેની પાસે ધન છે તેજ કુલીન એટલે ઉત્તમ કુળવાળો, તેજ પંડિત, તેજ મહા શાસ્ત્રવેત્તા, તેજ ગુણજ્ઞ એટલે ગુણને જાણનારો, અને તેજ મોટો સત્યવક્તા, અને તેજ દર્શન કરવા યોગ્ય ઉત્તમ નર ગણાય છે. પછી ભલેને ભાઇના સકળ સદ્‌ગુણનો કચ્ચરઘાણ વાળી ગયો હોય ! માટે સર્વ ગુણો એક કંચનમાં રહેલા છે. આ દુનિઆમાં સર્વ કોઇને પૈસાનીજ સગાઈ રહેલી છે.

### (૯૧) શ્રીમંત બહેનના રંક ભાઈની ભાગ્યદશાની કહાણી.

એક ધનવાન બેનને ત્યાં ગરીબ સ્થિતિમાં આવી ગયેલો પોતાનો સગો ભાઈ કાંઇક સુખની આશાએ આવ્યો. તે વખતે બેનડી હીંડોળાખાટ ઉપર બેસી હીંચતી હતી, અને પોતાની પાંચસાત પ્રિય સખીઓ-સાહેલીઓ સંગાતે આનંદપૂર્વક વાર્તાવિનોદ કરી રહેલી હતી, વચમાં વચમાં પોતાના નોકર-ચાકરોને હુકમ કર્યા કરતી હતી; વળી શરીર ઉપર અનેક પ્રકારનાં નવરંગી વસ્ત્રાભૂષણો તથા કિમતી દાગીના પહેરેલા હોવાથી શરીર સૌંદર્યથી ખુશ થઇ આનંદપ્રમોદ પામતી હતી. એવી સ્થિતિમાં બેઠેલી બહેને છેટેથી પોતાના ભીખારી ભાઇને આવતો જોયો, તેનું શરીર-દેદાર ગરીબ હાલતને લીધે કદરૂપું લાગતું હતું, ફાટયાંતૂટયાં કપડાં શરીર ઉપર તેણે ધારણ કર્યાં હતાં, તેનું શરીર

જોઈ સત્પુરૂષોને દયા ઉપજતી હતી. જો કે તે ઘણે વર્ષે તથા ઘણે દૂરથી આવેલો હતો, છતાં પણ દરિદ્રતાને લીધે બેહાલ સ્થિતિવાળા પોતાના ભાઈને દૂરથી જોયો કે જોતાવેંત બહેનના મનમાં લજ્જા ઉપની. તેટલામાં પાસે બેઠેલી સખીઓએ આશ્ચર્યથી પુછ્યું કેઃ—બહેન ! આ કોણ છે ? ગુમાની બહેને વિચાર્યું કે આ મારા ભાઇ છે એમ કહીશ, તો મારી લાજ જશે, માટે લાજ બચાવવા સારૂં બોલી કેઃ-બહેનો ! એ તો અમારા પીયરનો રસોઇયો છે, તે મને મળવા માટે આવતો હશે ! આ પ્રમાણે બોલતી બહેનનું વચન ભાઈએ સાંભળ્યું.તે કર્ણમાં કઠોર અને હૃદયમાં તિક્ષ્ણ ભાલા જેવું લાગ્યું, બહેનનું આ વચન સાંભળી ભાઇને ઘણું લાગી આવ્યું, હૃદયમાં અથાગ દુઃખ થવા લાગ્યું. અહો ! ધિક્કાર છે મને કે અણુવિચાર્યો અત્રે આવ્યો. અહો ! સંસાર પૈસાનોજ સગો છે ! નિર્ધન એવા મને સગી બહેને પણ રસોઇયો ઠરાવ્યો. અરે આ લોકમાં પૈસાનીજ બલિહારી છે. તે વિષે કહ્યું છે કેઃ—

## મનહર છંદ.

શાહી જેવો કાળો હોય, માખીઓનો માળો હોય,
  ગળોફામાં ગાળો હોય, નીતિનું તો નામ છે;
હૃદય કઠોર હોય, ચાડીયો કે ચોર હોય,
  ગણિકાનો ગોર હોય, વાલો પંથ વામ છે;
લંપટ લબાડ હોય, પાપનો પહાડ હોય,
  ઝેર તણું ઝાડ હોય, જુલમીનો જામ છે;
કેશવ અધિર કે, બધિર હોય તોય પણ,
  તેને લોક માને, જેની પાસે ધનધામ છે. ૩૧૩

ધર્મનો નિધાન હોય, સાવ સાવ સાધ હોય,
  બોલે બહાદુર હોય, ભાવ ભગવાને છે;
અંતર ઉદાર હોય, પુરો પરિવાર હોય,
  સુંદર વિચાર હોય, સુંદરતા કાને છે;
શાંત શુરવીર હોય, ધાંધલમાં ધીર હોય,
  ગુણમાં ગંભીર હોય, રાગી રસ પાને છે;

જ્ઞાન હોય, માન હોય, નામી કુળવાન હોય,
[પણ]નાણું નહી હોય,તેમાં માલ કોણ માને છે? ૩૧૪

અહો! હું ધનવાન હોત, તો બહેન મને ઘણી ખમાખમા કરત, " આવો ભાઈ આવો! બહુ દિવસે આવ્યા, ખુશીમાં તો છોને ? " એમ માનપૂર્વક બોલાવત. માટે ઓ નિર્ધન દુર્ભાગી આત્મા! નિર્ધન-અપમાન પામેલા એવા તારે હવે અહીં રહેવું ઉચિત નથી. નીતિ-શાસ્ત્રમાં ખરૂંજ કહ્યું છે કેઃ—

**દુહો—આદર નહિ આવ નહિ, નહિ નયનમે નેહ;**
**તે ઘર હંસા ન જાઇએ, ભલે કંચન બરસે મેહ. ૩૧૫**

પછી કાંઇક બહાનું કાઢી બહાર નીકળી બહેનને ખબર આપ્યા વિના જ સત્વર ત્યાંથી ચાલતો થયો. તેણે વિચાર્યું કે મારે ગામ પણ હવે જઇને શું કરૂં? એમ ધારી કોઈ મોટા શહેરમાં જઈ કોઇ શેઠને ત્યાં પેટ વડીએ—રોટલા સાટે નોકર રહ્યો.તેની સારી ચાલચલગત તથા દાનત પાક જણાયાથી શેઠને મનમાં ભાવી ગયો, શેઠની તે તનમન-થી પ્રેમપૂર્વક ઘણી સારી નોકરી કરવા લાગ્યો, તેથી શેઠને તેના પર અત્યંત પ્રેમ ઉપજ્યાથી બીજે વર્ષે તેને સારો પગાર બાંધી આપ્યો; એમ અનુક્રમે ભાગ્યના ઉદયથી પાંચ સાત વર્ષે તેની ગાંઠે કાંઇક સારી મુડી થઈ. એટલે તેમાંથી થોડાંક ઘરેણાં ગાંઠાં તથા સારાં કપડાં લીધાં, પછી તે શેઠની રજા લેઇ પોતાને દેશ જવા કાજે નીકળ્યો.રસ્તામાં બહેનનું ગામ આવવાથી વિચાર ઉપજ્યો, કે ચાલ જરા સુખી બહેનને મળતો તો જાઉં, જોઇએ હવે શું થાય છે? જોતો તો જાઉં! એમ ધારી બહેનને ઘરે ગયો. છેટેથી બહેને જોઇ ઓળખ્યો, નવરંગી સુંદર વસ્ત્રો તથા અંગ ઉપર રૂડાં આભૂષણો જોઈ તે તો મનમાં ઘણી ખુશી થઈ, અને ભાઇને ભાળતા વેંત જ ઉભી થઇ, હર્ષપૂર્વક સામી આવી, માનપૂર્વક બોલી કેઃ—અહો ભાઇ! આવો, ઘણે વખતે આવ્યો! તે દિવસે કહ્યા વિના જતો રહ્યો, તે પાછો દેખાયો જ નહિ! કહે ભાઈ ખુશીમાં તો છે ને! શરીરે કેમ રહે છે? હમણાં કેમ સુકાઇ ગયેલો દેખાય છે વા-રૂં? એમ કેટલાએક માન મમતા ભર્યા શબ્દો બોલતી હર્ષપૂર્વક ઘ-રમાં તેડી ગઈ, અને હીંડોળાખાટ ઉપર બેસાડી આદર સત્કાર કર્યો. અને આડોશીપાડોશીને ઘરે જઈ હર્ષપૂર્વક વાતો કરવા લાગી, કે આજ તો મારે મંગળીકનો દિવસ છે,મારે ઘેર ઘણે વર્ષે મારો સહોદર ભાઈ

આવ્યો છે. પછી જમવાનો વખત થયો એટલે ભાઇને ઉના પાણીથી નવરાવી, પોતે જાતેજ પાટલો ઢાળી આપી પીરસવા લાગી; થાળીમાં કંસાર પીરસી તેમાં ઘી નાખી બીજું કાંઇક બહેન ઘરમાં લેવા ગઈ. અહીં ભાઈ માન સાથે બોલ્યો કે:—મનવા! જોયું, આ વખતની ધામધુમ તો કોઇ ઓર પ્રકારે થાય છે.જીવડા! આ બધું માનસત્કાર જોઇ અભિમાનના શિખર ઉપર આવી ન જતો, એ કાંઇ તને આદરસત્કાર મળતો નથી, આ થાળમાં પીરસવામાં આવેલો કંસાર ખાંડ તથા પુષ્કળ ઘી એ પણ તને નથી, હો કે! યાદ રાખજે, આતો બધું આ તારા અંગ ઉપર ઝળકી રહેલી લક્ષ્મીબાઇને દેવામાં આવ્યું છે, માટે લક્ષ્મીબાઇને પીરસવામાં આવેલું ભોજન તું જમી જાય, તો મોટો અન્યાય કર્યો કહેવાય. માટે બહેને જેને ભાવે કરી માનપૂર્વક પીરસ્યું છે, તેને જ તારે તો આમંત્રણ કરવું જોઇએ. એમ ક્ષણભર મન સાથે વિચારી કંઠમાં, કરમાં, અને કટીમાં, રહેલાં સઘળાં આભૂષણો કાઢી થાળમાં કંસાર પાસે એક તરફ મુકયા અને બોલ્યો કે:—વ્હાલાં આભૂષણો! જમો ભાઇઓ! કડાં કંઠી કંદોરા જમો! આ સર્વ પીરસવામાં આવ્યું છે તે સર્વ તમારૂં જ છે, માટે આનંદથી જમો! આ પ્રકારે મોઢેથી બોલતા ભાઇના શબ્દો રસોડામાં રહેલી બહેને સાંભળ્યા તેથી તે આશ્ચર્યથી બહાર આવીને બોલી કે:—ભાઈ આ શું? આમ કેમ કરે છે? કાંઇ ગાંડો થઇ ગયો કે શું? તું કોની સાથે વાતો કરે છે? આ ઘરેણાં સઘળાં કેમ કાઢયાં છે? તે સાંભળીને ભાઇએ જણાવ્યું કે:—બહેન! જેને તેં પીરસ્યું છે, તેને હું પ્રેમે જમવાનું આમંત્રણ કરૂં છું. ત્યારે બહેને કહ્યું, વીરા! મેં તો તને પીરસ્યું છે. ત્યારે ભાઇએ કહ્યું કે:—ના ના તે સર્વ ખોટું! તેં તો આ થાળીમાં મુકેલાં આભૂષણોને જ પીરસ્યું છે, જો એમ ન હોય તો આજથી પાંચ સાત વર્ષ ઉપર અત્રે આવનાર પણ આનો આજ હું હતો, ને અત્યારે પણ તેનો તેજ છું; અને તે વખતે ભુખડુ ભાઇને ભાળી શરમાનાર, મને રસોઇયો ઠરાવનાર પણ તેની તે બહેન પણ તુંજ છે. કહ્યું છે કે:—વસન્તતિલકા.

**तानीन्द्रियाणि सकलानि तदेव कर्म,**
**सा बुद्धिरप्रतिहता वचनं तदेव ।**
**अर्थोष्मणा विरहितः पुरुषः स एव,**
**त्वन्यः क्षणे न भवतीति विचित्रमेतत् ॥११०॥**

અર્થાત—સર્વ ઇંદ્રિયો હતી પણ તેની તેજ છે, કર્મો પણ તેનાં તેજ છે, અપ્રતિહત બુદ્ધિ ને વચનો પણ છે, છતાં પૈસાની ગરમીથી રહિત થયેલા પુરૂષ તો તુરત જ કોઇ ઓર પ્રકારનાજ થઇ જાય છે; દુનિયામાં મોટું આશ્ચર્યજ આ છે! આ સર્વ મર્મ વચનો સાંભળી બહેન ઘણી જ ખસીયાણી પડી શરમાઇ ગઇ. પછી ભાઇએ કહ્યું કેઃ—અહેનડી! શરમાય છે શા માટે? આ સંસારજ એવો વિચિત્ર છે, બધો માયાનો જ પ્રભાવ છે, સંસારમાં સ્વાર્થની જ સગાઈ છે. "ગર્થ વિનાનો ગાંગલો ગરથે ગાંગાશેઠ" વળી કહ્યું છે કેઃ—

સોરઠો.

મતલબકી મનવાર, જગત જમાડે ચુરમા;
વિણ મતલબની યાર, રાબ ન પાયે રાજીયા. ૩૧૬

પાસે પૈસો હોય તોજ સર્વ કોઇ વહાલ બતાવે છે, લોકો પણ ખમા ખમા પોકારે છે, સગો પુત્ર હોય પણ તે કાંઇ રળતો ન હોય તો તે પુત્રને પણ કપુત કહી વગોવે છે-નિંદે છે. તે વિષે કહ્યું છે કેઃ—

કવિત—પૈસા બિન માતા તે પુતકું કપુત કહે,
પૈસા બિન બાપ કહે, બેટા દુઃખદાઈ હે;
પૈસા બિન જોરૂ સંગ છોડ કર ચલ જાવે,
પૈસા બિન સાસ કહે કિસકા જમાઈ હે;
પૈસા બિન ભાઈબંધ, સબે જન જાન લેવે,
પૈસા બિન બેન કહે કિસકા તું ભાઈ હે;
પૈસા બિન પડોશી કહે, બડા ગમાર હે તું,
આજકે જમાનેમે પૈસાકી બડાઈ હે. ૩૧૭

ગાયન—પૈસા પૈસા પૈસા તેરી અજબ બની બલિહારી,
સબી જહાનમે તુંહી સબી પર કરતા હે સરદારી. ૩૧૮

જર ચડ્ડાય સો કર, બાદશાહકી બેટીકો વર,
પાનીમેં ઘર કર, બરન બદકામ મત કર. ૩૧૯

સોરઠો—લક્ષ્મી વિના લપોડ, ચતુર્ભુજ ઢોરાં ચારતો;
થઇ બેઠો રણછોડ, મહેરામણ મથ્યા પછી. ૩૨૦

ખરેખર આ દુનિયામાં પૈસો એજ મોટો પરમેશ્વર છે, પૈસાવાળોજ દુનિયામાં ડાહ્યો માનવંતો ધીમંત ગણાય છે. બહેન ! તે વખતે મને માંડ જમવાનું પણ નહોતું મળ્યું, તો આવાં આદરમાન તો સ્વપ્નામાં પણ ક્યાંથી મળે ? પછી તો બહેન ઘણી પસ્તાણી અને પોતાની ભુલ અને મદ માટે ક્ષમા માગી, પછી બન્નેથઇ જમીને ભાઇ પોતાને ગામ ગયો.

ખરેખર આ અવનિમાં દરિદ્રતાના જેવું એકે મોટું ઘોર દુઃખ નથી. બિચારા દરિદ્રી માણસને તો સર્વ દિશાઓ શૂન્ય જેવીજ દેખાય છે. તે વિષે કહ્યું છે કેઃ—

**अविद्यं जीवनं शून्यं । दिक् शून्या चेद बांधवा ॥**
**पुत्रहीनं गृहं शून्यं । सर्व शून्यं दरिद्रता ॥ १११ ॥**
**हे दारिद्र नमस्तुभ्यं । सिद्धोऽहं त्वत्प्रसादतः ।**
**पश्याम्य हं जगत्सर्वं । न पश्यति कोऽपि माम् ॥११२॥**

**અર્થાત**—અપુત્રીયાને ઘર છે તે શુન્ય જેવું છે, ભાઇ વિનાની દિશાઓ શુન્ય છે, મુર્ખ માણસનું હૃદય શુન્ય છે અને દરિદ્ર માણસને સર્વ શુન્ય જેવું લાગે છે. માટે હે દારિદ્ર દેવ ! હું તમને નમસ્કાર કરૂંછું, કેમકે તમારી મહેરબાનીથી એક બાબત તો સિદ્ધ થાય છે, કે આખા જગતને હું જોઉંછું, પણ મને કોઈ જોતું નથી. માટે આવા પ્રકારના દારિદ્રના દુઃખથી પીડાતા માણસો પોતે પણ જીવવા કરતાં મરવું વધારે સુખદ માને છે, કારણકે તે બિચારાઓ જીવન પ્રાયે કરીને દુઃખમાંજ ગુજારે છે. એવા હેતુથી શાસ્ત્ર પણ કહે છેઃ—દરિદ્રી માણસ આ લોકમાં જીવતે મુવા જેવો છે. કારણ કે ચિંતા એ દુઃખનું મૂળ કારણ છે. જો કે આ દુનિયામાં ચિંતા તો થોડી કે ઘણી દરેક માણસને હોયજ છે, અને વિચારવાન માણસને શુભ ચિંતવન પણ જોઇએ, નહિ તો તે પણ મૂર્ખ સમજવો.

**દુહો—ચતુરને મન ચિંતા ઘણી, મૂરખને મન રાજ;**
**વધુ ઘટુ સમજે નહિ, એક પેટ ભર્યાનું કાજ.** ૩૨૧

માટે જ્ઞાન, દાન ને પરોપકાર માટે શુભ ચિંતા રાખવી જોઇએ, પણ કોઇકોઇ માણસને તો સંસારની ખટપટો સંબંધી એવી તો અપાર

ચિંતાઓ થતી રહે છે, કે તેથી બિચારો તે ચિંતામાંને ચિંતામાં ચિત્તભ્રમ જેવો ગાંડો થઈ જાય છે. ખરેખર ચિંતા છે તે એક જાતનો બળતો અગ્નિ છે. તે વિષે કહ્યું છે કેઃ—

**चिंता चिता समाना । बिंदु मात्र विशेषकः ॥**
**चिता दह्यते निर्जीवं । चिंतातु सजीवं सदा ॥ ११३ ॥**

**અર્થાત**—ચિંતા અને ચિતા એ બે સરખા શબ્દો છે, ફક્ત તેમાં એક અનુસ્વારનો તફાવત છે, પણ તેના અર્થમાં ઘણો ફેર છે. ચિતા તો નિર્જીવ કલેવરને-મુડદાને બાળે છે, પણ ચિંતા તો જીવતા શરીરને હમેશાં બાળ્યાં કરે છે. આ જગતમાં બહુ ચિંતાતુર માણસ નિરાંતે ધર્મધ્યાન કરવાને પણ ભાગ્યશાળી થતો નથી, એવો જંજાળી ચિંતાતુર માણસ ધર્મધ્યાન આખી જીંદગીમાં કરીજ શકતો નથી, રાતદહાડો સદા ચિંતામાંને ચિંતામાં ચકચુર રહે છે, કોઈ સાધુસંત તેને ધર્મધ્યાન કરવાનું કહે તો તે જંજાળી કહેશેઃ—મહારાજ ! મારાથી ધર્મધ્યાન નહિ થાય. મહારાજ ! ધર્મધ્યાન ક્યાંથી કરીએ ? જરાય નવરાશ મળતી નથી, પાણી પીવાની એ ફુરસદ નથી, અરે મહારાજ હું તો મરવાએ નવરો નથી ! બધા ઘરનો ભાર મારા પંડ ઉપરજ આવી પડયો છે, તેથી સદા ચિંતા રહ્યાજ કરે છે. છોકરાઓ હજી નાના છે, વ્યાપારમાં કાંઇ કસ નથી; ગરાગી જોઇએ એવી ચાલતી નથી, રળનારો હું એકલોજ છું અને ખાનારાં ઘરમાં ઘણાં છે, તે બિચારાં બધાં મારા આધારે જીવે છે. આ બધાનું શું થશે ? હું તો બહુ મુંઝાઉં છું. હું એકલો મારે એકલે પંડે ચિંતાઓ ઘણી ! માટે હું તો જીવતે મુવા જેવોજ છું, આવાં દુઃખો કરતાં તો મરવું ભલું, કે ઝટ આ દુઃખમાંથી તો છુટાય. ત્યારે મહાત્માશ્રી બોલ્યા કેઃ—ભાઇ ! તું મરવાએ નવરો નથી, પણ જરૂર એટલું તો યાદ રાખજે કે એક વખત આ સર્વ બાજી પડતી મેલી ચાલ્યું જવું પડશે, માટે ચિંતા કરવાથી શું વળે ? સુખ-દુઃખ એતો પૂર્વોપાર્જીત કર્મો-પુણ્યપાપનાં ફ્ળો છે. અને એ અવશ્ય દરેક જીવોને ભોગવવાં પડે છે. તે વિષે કહ્યું છે કે;—

**यादृशं कुरुते कर्म तादृशं फलमाप्नुयात् ।**
**अवश्यमेव भोक्तव्यं कृत कर्म शुभाशुभम् ॥ ११४ ॥**

रोग शोक परिताप । बंधनं व्यसनानि च ।
आत्मापराधवृक्षाणां । फलान्येतानि देहिनाम् ॥११५॥
अवश्य मेव भुक्तव्यं । कृतकर्म शुभाशुभम् ॥
कृतकर्म क्षयो नास्ति । कोटी कल्पशतैरापि ॥ ११६ ॥

**અર્થાત્**—જેવાં કર્મ કરવામાં આવે છે, તેવાં તેનાં ફળ-ભોગાયતન કર્મે અવસ્ય ભોગવવાં પડે છે. દેહ ઉત્પન્ન થવાનું કારણ પણ કર્મજ છે, સારાં માઠાં કરેલાં કર્મ ભોગવ્યેજ છુટકો છે. રોગ, શોક, સંતાપ, બંધન અને નાના પ્રકારનાં દુઃખ એ પૂર્વકાળે જીવાત્માએ કરેલાં પાપ-અપરાધ રૂપી વૃક્ષોનાં ફળો છે, તે પ્રાણીને સુખે કે દુઃખે શુભ યા અશુભ કરેલાં કર્મો અવસ્ય ભોગવવાં પડે છે, ભલે સેંકડો કોટી કલ્પો ચાલ્યા જાય, પણ કરેલ કર્મ ભોગવ્યા વિના તેનો ક્ષય થતોજ નથી. માટે હે ભાઇ! નકામી ચિંતા કરવાથી કાંઇ દુઃખ ઘટી જતું નથી, તેમ કાંઈ આપણું ધાર્યું થતું યે નથી,થવાનું સર્વ કાંઇ ભાવિપ્રબળને આધિન છે; નકામી ચિંતા કરવાથી શું વળે ? એથી તો ઉલટું કર્મબંધન થાય છે. સદ્‌ગુણ ઘટે છે, શરીર સોશાય છે સુકાઇ જાય છે. મગજની ખરાબી થાય છે.

દુહો—ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન. ૩૨૨

માટે વિવેકી બંધુ ! ચિંતા તો મોટો દાવાનળ છે,જંગલમાં લાગેલો દાવાનળ તો ઓલાઈ જશે, પણ આ હૃદયાકાશમાં લાગેલો ચિંતારૂપી દાવાનળ તો ભાગ્યેજ ઓલાઇ શકે છે; માટે આ દુઃખના દરિયા જેવી દુનિયામાં અતિશય ચિંતાતુર માણસ ખરેખર જીવતે મુવા જેવોજ છે.

હવે સાતમો પ્રકાર ઋણીનો છે, દેવાદાર માણસ પણ બહુ દુઃખી હોય છે. કરજદાર માણસને કદી સુખે નિદ્રા પણ આવતી નથી,કાયમ હરણ ફડકા રહ્યાં કરે છે. બિચારા કેટલાએક તો તેના દુઃખથી ભય પામીને દેશ છોડીને પરદેશમાંજ ચાલ્યા જાય છે.

## (૯૨) આપવીતી ભુલી જનાર જુદ્દમી નોકરની વાત.

એક રાજાને ત્યાં ઘણા નોકરો હતા, તેઓનો તેમના ધણી સાથે કુટુંબ જેવો સંબંધ હતો, અને તેની સાથે તેઓ પૈસાની પણ લેવડ-દેવડ કરતા હતા. એક વખત તેઓનાં ખાતાં તપાસવામાં આવ્યાં, તેમાં એક બિચારો બહુ ગરીબ નોકર હતો; તે જાતે સાલસ દરિદ્રી ને ગરીબ

હતો, તેથી રાજાની પરાધિનપણે નોકરી સારી કરતો હતો, પણ પગાર ઘણો જુજ હતો, અને ઘરમાં ખાનારાં ઘણું હતાં, બીજી તરફથી કંઇ પણ આવક નહોતી, તેથી બિચારો માંડમાંડ પોતાનો નિર્વાહ કરી સંસાર ચલાવતો હતો. રાજાજીની સર્વ નોકરોની માફક આના ઉપર પણ મહેરબાની હતી, તેથી તેને પણ ઉધાર નાણાં જોઇએ તેટલાં મળતાં હતાં. રાજાના અમલદાર તરફથી તેને કાસદનું કામ સોંપવામાં આવ્યું હતું, તે કામ એને ઘણુંજ કઠણુ—આકરૂં લાગતુ હતુ પણ બિચારો પરાધિન એટલે શું કરે ? કર્યા વિના છુટકોજ નહિ ! એમ કરતાં કેટલોક કાળ વહી ગયો. પોતાની છેક ગરીબ હાલતને લીધે તેણે રાજા પાસેથી નાણાં ઉધાર ઘણાં લીધાં હતાં. એક વખત રાજાએ સર્વનાં ખાતાં તપાસ્યાં, તો આ નોકરની પાસે રૂ. ૧૦૦૦ એક હજાર લેણા નીકળ્યા. તેથી એ નોકરને રાજા પાસે રજુ કરી લેણુ ચુકવી આપવાનું કહ્યું, પણ તેની પાસે તો દેવું ચુકવવાને કાંઇ પણ સાધન નહોતું, તેથી રાજાએ આક્રોશ કરીને એને એની સ્ત્રીને તથા છોકરાંઓને વેચીને પણ લેણું વસુલ કરવાનો હુકમ ફરમાવ્યો. આથી તે નોકર તો બહુ મુંઝાયો અને મહા ચિંતા સાગરમાં પડયો, અરેરે હવે મારે શું કરવું ? હું દરિદ્રી છું, પરાધિન છું, સદાની રખડપટી—પ્રવાસથી કાયર બનેલ છું, અને વળી દેવાદાર છું; આમ અત્યંત ચિંતાવાળો છું. અરેરે મારૂં જીવન તો જીવતો છતાં મુવા તુલ્યજ છે. એમ કહી બાપડો પોકેપોકે રોવા લાગ્યો, રાજાને પગે પડયો, કરગર્યો અને કહ્યું કે:—રાજાજી ! ક્ષમા કરો, કૃપા કરી મને એક વરસની મુદત આપો, એટલી મુદતમાં હું આપનું બધુ દેવું પતાવી દઇશ—એમ કહી પગે પડયો, અને કરૂણાજનક ચહેરો કરી રોવા લાગ્યો. આથી રાજાને દયા આવી, હૃદય પિંગળ્યું અને તેનું દયામણું મોં જોઇ તેના ઉપર અત્યંત દયા છુટવાથી તે ભલા રાજાએ તે નોકરનું સઘળું દેવું માફ કર્યું. આ કૃપાથી તે નોકર ઘણો ખુશી થયો અને હરખાતો-હરખાતો દયાસાગર કૃપાળુ રાજાને પગે લાગીને ઘેર ગયો.

હવે એક વખતે પેલા નોકરને એના એક સાથી પાસે પાંચેક રૂપીઆ લહેણા હતા, તે લેવા એ એને ઘેર ગયો, અને રૂપીઆની ઉઘરાણી કરી. પણ ઘરમાં મંદવાડ હોવાથી એણે તુર્ત રૂપીઆ આપવા લાચારીને લીધે નાખુશી બતાવી, ત્યારે પેલા રાજાના નોકરે એનું ગળું દાબ્યું, અને મારવાની ધમકી બતાવી. એ માણસ પણ ઘણો ગરીબ

અને પરાધિન હતો, તેથી તેણે તેને હાથ જોડી થોડુંક ખમવા કાલા-વાલા કર્યા, પણ એથી પેલા નિષ્ઠુર નોકરના હૃદયમાં જરા પણ દયા આવી નહિ, પોતાનું દુઃખ અને મુંઝવણ આ વખતે તો છેક ભૂલીજ ગયો. કેટલીક ગાળો આપી તે બિચારા ઉપર ફરિયાદ માંડી ન્યાયાધિશનું હુકમનામું મેળવ્યું, અને એ બિચારા ગરીબ અનાથ માણસને કેદમાં નંખાવ્યો. પછી એકદા આ વાત રાજાને કાને ગઇ, એટલે એમણે એ પોતાના નોકરને બોલાવીને કહ્યું કેઃ—અરે દુષ્ટ ! તું કેવો નીચ છે ? તારા સ્વાર્થ વખતે તું કેવો નમ્ર બન્યો હતો, તેં ઘણી આજીજી કરી તેથી મેં તારૂં સઘળું દેવું માડી વાળ્યું, અને તેં તારા બીજા દેવાદાર ઉપર આવી સખ્તાઇ વાપરી ઘણી ક્રૂરતા કરી ? અરે માંડી વાળવું તો ઘેર ગયું, પણ તેની ઘણી આજીજી ને કાલાવાલા છતાં પણ થોડા દહાડા ખમી પણ શકયો નહિ઼ ધિક્કારછે તારી દુષ્ટતા ખળતા અને નીચ પ્રકૃતિને ! એમ કહી કોપાયમાન થઇ સિપાઇઓને બોલાવી કહ્યું કે, અરે સિપાઇઓ જાઓ આ દુષ્ટને કેદમાં નાંખો, અને એનું પુરેપુરૂં દેવું વાળે નહિ, ત્યાં સુધી એને છોડશો નહિ–એમ કહી તેને કેદમાં નંખાવ્યો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે, કે પોતાને શિર આવી પડેલાં અનેક દુઃખો પોતાને કદર્થના ત્રાસ અને અમુઝણ ઉપજાવે છે, તે વખતે હૃદયમાં મહાખેદ અને ગ્લાનિ પામે છે, અને પોતાના જીવનને પ્રાયે કરી મરણ તુલ્યજ માને છે. પણ પારકાની પીડા સંતાપ દુઃખ વખતે દુષ્ટ બને છે. પણ સાર એ લેવાનો છે, કે પોતાના સ્વાર્થ વખતે બીજા ઉપર દુષ્ટતા કરે છે, અને પોતાના દુઃખી દહાડા તો ભૂલીજ જાય છે; તેના જેવો બીજો કોઇ નીચ પાપી અને ચંડાલ સમજવો નહિ. માટે વિવેકી જનોએ એવી સ્વાર્થ વૃત્તિ અને દુષ્ટ પ્રકૃતિને સદા તજી દેઇ તિલાંજળી આપી કર્ત્તવ્યપરાયણ અને ધર્મનિષ્ઠ બનવું ઘટે છે. એજ આ જગતમાં સુખદાતા ને લાભદાયક છે. કેમકે પરોપકાર કરવાથી પુણ્ય થાય છે અને પરપીડન પારકાને દુઃખ દેવાથી પાપ કર્મ બંધાય છે. પુણ્યથી સુખ અને પાપથી દુઃખ પ્રાપ્ત થાય છે, સર્વ કોઈ સુખ ઇચ્છેછે અને દુઃખથી દૂર ભાગે છે; પણ ખેદની વાત એ છે કે પીંડપોષણ અને શરીર સુખમાં સર્વસ્વ સમજી બેઠેલા કામના વાસના અને ભોગ લાલસાને વશ વર્તતા લોકો, પરપીડન અને પાપકર્મ કરતાં પાછું વાળી જોતાયે નથી, અને પછી દુઃખના ડુંગરા તૂટી પડે છે, ત્યારે હાય અફસોસ કર્યા કરે છે. પણ ભાઇઓ ! આ કલિયુગ નથી પણ કરયુગ છે માટે

કરી જુઓ ! અને તે પામો ! ! પરભવ અને પુનર્જન્મ નહિ માનનારાને પણ આ જન્મમાં પ્રત્યક્ષ પારખાં મળે છે નિત્ય નજરે જુએછે, છતાં સાન ન આવે અને દુઃખના દરિયા ઉલટે, તો તેમાં દૈવ કર્મ અને પરમેશ્વર તે શું કરે ? એતો કરો તે પામો એવો ચોખ્ખો ન્યાય ને અદલ ઇન્સાફ છે. ( ૮૨ )

सततार संसृति सरित्पतितो ।
बुबुधे च येन निजकान गुणान् ॥
इति संजगाद वरवीर विभुः ।
क्षमयान्वितो गजमुनिश्चयथा ॥ ८३ ॥

અર્થ—આ લોકમાં તેજ પુરૂષ સંસાર તર્યો સમજવો, કે જેણે પોતાના અવગુણ જાણ્યા છે; એ પ્રમાણે શ્રીવીર ગુરૂનું કથન છે. અને એજ પ્રકારે ક્ષમાથી યુક્ત એવા શ્રીગજસુકુમાળ જેમ પોતાના દોષો નીહાળી સમભાવમાં શ્રેષ્ઠ થઇને પરમગતિ પામ્યા. ( ૮૩ )

**ભાવાર્થ**—આ સંસારમાં દરેક પ્રાણીને હમેશાં સુખની અભિલાષા રહે છે, કોઇપણ પ્રાણી તન મન કે વચનથી દુઃખને ઇચ્છતું નથી. પણ સુખો મેળવવાનાં સાધનો જુદાં હોય, અને આપણાં કર્તવ્યો તો તેથીયે જુદાં હોય, તો તે સુખ મેળવવાની આશા ફળીભૂત કેમ થાય ? હળાહળ ઝેર ખાવું અને જીવવાનો મનોરથ સફળ કરવો, તે કદીયે બને કે ? એતો દિલ્હી જવા માટે દક્ષિણનો રસ્તો લીધા જેવું છે. આપણામાં હજારો અવગુણો હોવા છતાં પારકા દોષો જોવા, એ આપણી પહેલી ખોડ–કુટેવ છે. પારકા અવગુણો બોલવામાં છિદ્રાન્વેષી થવામાં આપણું મન એવું તો સાવધ બને છે, કે તે વખતે આપણાં બધાં કામો પણ એક બાજુ પડયાં રહે. તેને માટે કહ્યું છે કેઃ—

परवादे दशवदनः । पररंध्रनिरीक्षणे सहस्राक्षः ॥
सद्वृत्तवित्तहरणे । बाहु सहस्रार्जुनः पिशुनः ॥११७॥

અર્થાત—પારકા અવગુણો—દોષો બોલવામાં જેને દશ મોઢાં છે, પારકાં છિદ્ર જોવામાં જેને હજાર આંખો છે, અને પારકું ધન હરણુ કરવામાં સહસ્રાર્જુનની જેમ હજાર હાથવાળો છે;એને પિશુન એટલે નીચ માણસ સમજવો. આ અવનીમાં પારકા અવગુણો જોવા, એતો સહેલ વાત છે, પણ પોતાના દોષો—અવગુણો જોવા તેજ મુસ્કેલ છે. પણ એટલું તો અવસ્ય યાદ રાખવું, કે જ્યાં સુધી પોતાના અવગુણો પોતાના જાણુવામાં ન આવે, અને જાણ્યા છતાં તેને છોડવામાં ન આવે, ત્યાં સુધી કલ્યાણુમાર્ગ ઘણો છેટે છે. કારણુ કે આપણી આદતજ એવી પડેલી હોવાથી આપણી જીંદગીનો ઘણો વખત એવા અનર્થકારી પ્રસંગોમાંજ જાય છે. તે વિષે કહ્યું છે કે:—

ઉપજાતિવૃત્ત.

શું થાય ચુંથાય સદૈવ ચર્મ, કરાય શું કેવળ દુષ્ટ કર્મ;
શું સાંભરે પુત્ર કલત્ર આદી, જુઓ અરે! વર્તન. આ અનાદી.
તજાય શું ધર્મ અને વિચારો, ભરાય શું પેટ અને પટારો;
વહાય શું વેણુ કઠોર ભારે, કલ્યાણુની વાત કરાય કયારે. ૩૨૩

જુઓ ભાઇઓ ! આ આપણું વર્તન, આ આપણું કર્ત્તવ્ય, આવાં કર્તવ્યોથી તો આ આત્માની સિદ્ધિ કોઇ કાળે થવાની નથી. એમ ચોકસ સમજવું. આવાં કર્તવ્યોથી અનંતકાળ થયાં આ જીવાત્મા ભયંકર ભવસાગરમાં પરિભ્રમણુ કરી રહ્યો છે, માટે આ ભયંકર ભવ-સાગર તરવાની ઇચ્છા રાખનારા મુમુક્ષુબંધુઓએ તો પરદષ્ટિનો પરિહાર કરવો, અને પોતાનું હિત થાય તેવાં સત્કર્ત્તવ્યો કરવાં—તેજ આ માનવ-જીવનનું સાર્થક છે. આત્માનું સાર્થક કરવાં ક્ષમાધર્મની પ્રધાનપદે જરૂર છે, ક્ષમા વિના આત્મહિતકાર્યની સિદ્ધિ થતી નથી,પણુ ક્ષમાથીજ કાર્યની સિદ્ધિ થાય છે. જેમ ગજસુકુમાળ લઘુ વયમાં જોગાશ્રમ ધારણુ કરી ક્ષમાગુણથી સર્વ કાર્ય સિદ્ધ કરી અક્ષયપદ પામ્યા.

## (૯૩) ક્ષમા ને સમતા વિભૂષિત ગજમુનિનું જીવન.

દ્વારકાનગરીમાં શ્રીકૃષ્ણુવાસુદેવ રાજ્ય કરતા હતા, તેમને ગજસુકુમાળ નામે એક લઘુ બંધુ હતો. એકદા બાવીસમા જીનેશ્વર શ્રીનેમપ્રભુ ત્યાં

પધાર્યા, તેમને વાંદવા માટે દેવકીમાતા, કૃષ્ણવાસુદેવ તથા લઘુ બંધુ વગેરે ભાવિક ભવ્યો ગયાં, તેમને નેમપ્રભુએ સંસારની અસારતાનો એવો બોધ આપ્યો કેઃ— ગાથા.

**माया पिया न्हुसा भाया । भजा पुताय उरसा ॥**
**तालंते ममताणाय । लुपंतस्स सकम्मुणा ॥ ११८ ॥**

અર્થાત્—જેમાં અહિંસા સંજમ અને તપમય જે ધર્મ છે, તે સર્વ કરતાં ઉત્કૃષ્ટ મંગળીક છે. જેનું મન એવા પવિત્ર ધર્મમાં સદા રકત છે, તેને દેવો પણ આવીને નમસ્કાર કરે છે. અર્થાત્ ધર્મનું અતુલ્ય માહાત્મ્ય છે. વળી આ સંસાર સંયોગ વિયોગ, શાતા અશાતા, હર્ષ શોક વગેરે સુખદુઃખ પૂર્વોપાર્જીત પુણ્ય પાપના ઉદયથી પ્રાપ્ત થાય છે. તો માનુષ્યભવ મેળવી આત્માનું હિત કરવું, કે જેથી આ ભયંકર ભવસાગરનો સત્વર અંત આવે.

એ પ્રકારનો નેમ પ્રભુનો પવિત્ર બોધ સાંભળી ગજસુકમાળ મોહનિદ્રામાંથી જાગ્યો, સંસાર અસાર અને દુઃખદાયી જાણ્યો, સંસારના ઉદાસી ગજસુકમાળે ઘેર આવી વડીલ બંધુ તથા માતા સમક્ષ સંજમ ગ્રહણ કરવાની રજા માગી. તે સંબંધમાં ઘણી ચર્ચા અને વિવાદો ચાલ્યાં, આખરે દૃઢ નિશ્ચયથી ગજસુમાળે છેવટના વિચારો જણાવ્યા કેઃ—

**માલીની વૃત.**

**નહિ નહિ નહિ આણો, ભ્રાત શંકા લગારે,**
**નથી નથી નથી ઇચ્છા, સુખની લેશ મારે;**
**ચલિત ભ્રમિત મારૂં, ચિત્ત નિશ્ચે ન ધારો,**
**વરતીશ અડગપણાથી, વશ કરીને વિકારો. ૩૨૪**

**ગીતિ.**

**દૃઢ નિશ્ચયછે મારો, નથી પાપમાં પાય કદી દેવો;**
**વિકટ હશે પણ તોયે, સુખદ સંજમનો માર્ગ લેવો. ૩૨૫**

એવા પ્રકારના ઉત્તમ વૈરાગ્યવચનો સુણાવી મહાઆનંદપૂર્વક નેમ પ્રભુજીની પાસે દીક્ષા ગ્રહણ કરી. ત્યારબાદ ગુરૂની આજ્ઞા લઇ સ્મશાનમાં કાયોત્સર્ગ ધ્યાને ઉભા રહ્યા. થોડીકવારે તેનો સાસરો સોમલ નામનો બ્રાહ્મણ ત્યાં આવ્યો, તેને પોતાના જમાઇને આમ યોગીંદ્રદશામાં જોઇ આક્રોશ ભાવ ઉત્પન્ન થયો. તેથી તે તેની સમક્ષ રોષપૂર્વક બોલ્યો

કેઃ—મારી વહાલી પુત્રીનો ભવ બગાડનાર હે દુષ્ટ ! હે ચાંડાળ ! હે પાપી પિશાચ ! ધિક્કાર છે તારી આ કપટકરણીને ! અરે હે દુષ્ટ ! તેં નિરપરાધી એવી મારી પુત્રીનો ભવ રોળાવ્યો, હવે તેનું શું થશે? હવે બીજું કોઇ વરશે નહિ, તારે આમજ કરવું હતું, તો તેને પહેલેથી વરવુંજ નહોતું. ધિક્કાર છે તારા વૈરાગ્યને ! તારી દીક્ષાને ! અને તારા દુષ્ટ આત્માને ! ભગવાને તો સર્વ જીવોની દયારૂપી દીક્ષા કહી છે, અને તેં દુષ્ટે તો મારી પુત્રીના હૃદયમાં અશાંતિરૂપી ઉષ્ણ જળ રેડયું. અને તારા માતાપિતા બંધુ વગેરે સર્વ કુટુંબને પણ તેં ઘણાં કલ્પાવ્યાં છે, આંખમાંથી ચોધારાં આસુ પડાવ્યાં છે. તો હે કર્મચંડાળ ! પાપી ! અધમાધમ ! આ તારી દીક્ષા તને શું કલ્યાણ કરનાર થશે ? અર્થાત્ કાંઇ નહિ. માટે હજાર વાર ધિક્કાર છે આ તારી દુઃખદાયી દીક્ષાને ! અરે દુષ્ટ ! તેં મ્હારી વહાલીપુત્રીનો ભવ બગાડયો છે, તો તેનું વેર પણ હું જરૂર લઇશ. કારણકે નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

" शठंप्रति शाठ्यं कुर्यादादरं प्रति चादरम् "

**અર્થાત્**—શઠની સાથે શઠ થાવું, અને આદર કરનારની સાથે આદર સહિત વર્તવું. માટે તેં દુષ્ટતા–શઠતા કરી, તો તેનું વેર પણ હું જરૂર લઇશ.

આવા પ્રકારનાં કર્ણકઠોર, કઠણ, વજ્રપાત જેવાં, મર્મને ભેદનારાં, શીત જળને પણ ગરમ બનાવનાર તિક્ષ્ણ બાણ જેવાં ઘણાંજ કર વચનો શાંત સ્વભાવી લઘુ મુનિશ્રી ગજસુકમાળે સમભાવે સાંભળ્યાં. એ પ્રમાણે આક્રોશ ભર્યાં વચનો બોલતા સોમલે એટલામાંથી માટી લાવી નવીન લોચ કરેલા શ્રી ગજસુકમાલના મસ્તક ઉપર તે માટીની પાળ બાંધી, અને તેમાં ધગધગતા ખેરના અંગારા નાંખ્યાં પછી અઘટિત કાર્યને લીધે ભયભીત થઇ, ગાળો દેતો દેતો ત્યાંથી સત્વર ચાલતો થયો. ક્રૂર શબ્દો સાંભળવાં છતાં જરા પણ મુનિએ કોપ કર્યો નહિ. અને મન સાથે બોલ્યા કેઃ–હે વહાલા આત્મન્ ! જોજે હો, જરા પણ તે બિચારા અજ્ઞાન પ્રાણી ઉપર ક્રોધ કરતો ના, નહિ તો જરૂર જીતેલી બાજી તું હારી જઇશ. ફરીને આવો અમૂલ્ય અવસર નહિ મળે, તારી સાથે કોઇ ભવનું વૈર હશે તેથીજ તેણે આ કાર્ય કર્યું છે. તો જરૂર તું સમભાવ રાખજે, ઉત્તમ કાર્ય સાધવા માટે આત્માને આ એક અહિતકારી વિઘ્ન આવેલું છે. એ તો અવશ્ય છે કે સોનાની

આગમાં તપ્યા સિવાય કદી શુદ્ધિ થતી નથી. તેમ તારા આ આત્માને શુદ્ધ કરવા માટે આ પરિષહ પણ અગ્નિ છે. વળી તેણે તો સાસરાપણું બહુ સારૂં બજાવ્યું છે, કારણ કે વ્યવહારમાં એવો સામાન્ય નિયમ છે, કે જમાઇરાજને એક પાઘડી બંધાવવી જોઇએ, તો તને તેણે આ મોક્ષની અમુલ્ય પાઘડી બંધાવી છે; તે કદી નાશ થવાની નથી, ફાટી જવાની નહિ, મેલી થવાની નહિ, એવી તે સર્વોત્તમ પાઘડી છે, માટે તે પાઘડી બંધાવનારનો તો તારે ઘણોજ ઉપકાર માનવો જોઇએ ને તેનું ભલું ચાહવું જોઇએ. માટે હે વહાલા આત્મા! શાંત રહેજે, પવિત્ર રહેજે, તારો આત્મિક ધર્મ ચુકતો ના, પેલા ક્રોધ ચંડાળથી તારા પવિત્ર આત્માને અભડાવતો ના. આ મુનિમાર્ગનો પ્રાથમિક ધર્મ ક્ષમાગુણ છે, તે ક્ષમાવડે અનંત જીવો તર્યા છે તરે છે અને તરશે; ક્ષમા વગર કદી આત્મસિદ્ધિ થતી નથી. ખંધક નામના ઋષિના શરીરની ખાલ ઉતારી તો પણ તેણે ક્ષમા ગુણ તજ્યો નહિ, વળી ખંધક મુનિના પાંચસો શિષ્યોને ઘાણીમાં ઘાલી પીલી નાખ્યા, તો પણ તેઓ ક્ષમા ધર્મ ચુકયા નહિ. વગેરે અનેક એવા મહા પુરૂષોનાં જીવનચરિત્રો તરી રહેલાં છે,કે જેમણે ક્ષમાધર્મને ભારે આપત્તિ છતાં અત્યંત ઉત્તેજન આપેલું છે, અને કાર્યસિદ્ધિ કરેલી છે. માટે ક્ષમા એજ મોક્ષસિદ્ધિનો મુખ્ય માર્ગ અને પહેલું પગથીયું છે. તેને માટે કહ્યું છે કેઃ—

## ક્ષમા—મહત્તા—અષ્ટક.

क्षमा नाथः क्षमा तातः । क्षमा माता क्षमा सुहृत् ॥
क्षमा लयश्च लक्ष्मी च । क्षमा शोभा क्षमा शुभः ॥१॥
क्षमा श्लाघा क्षमाचारः । क्षमा कीर्तिः क्षमा यशः ॥
क्षमा सत्यं क्षमा शोचं । क्षमा तेजः क्षमा रातिः ॥ २ ॥
क्षमा मेयः क्षमा पूजा । क्षमा पथ्यं क्षमा हितम् ॥
क्षमा दानं पवित्रं च । क्षमा मांगल्यमुत्तमम् ॥ ३ ॥
क्षमा तुल्यं तपो नास्ति । न संतोषात्परंसुखम् ॥
न मैत्री सदृशं दानं । नास्ति धर्मो दया परः ॥ ४ ॥
काम क्रोध मदैर्युक्तः । किं मरण्ये करिष्यति ॥

काम क्रोध मदैर्मुक्तः । किमरण्य करिष्याति ॥ ५ ॥ ५ ॥
सक्कसायस्य चित्तस्य । कसायैः किं प्रयोजनम् ॥
अथवा निष्कसायस्य । कसायैः किं प्रयोजनम् ॥ ६ ॥
किमरण्यैरदांतस्य । अदांतस्य किमाश्रवैः ॥
यत्र यत्र वसेदांतः । तदरण्यं तदाश्रमम् ॥ ७ ॥
क्षमाशस्त्रं करेयस्य । दुर्जनः किं करिष्याते ॥
अतृणे पतितोवह्निः । स्वयमेवोपशाम्यति ॥ ८ ॥

અર્થાત—ક્ષમા એજ સકળ ગુણ શિરોમણી છે, ક્ષમા ગુણને અભાવે સર્વ સદ્‌ગુણો અશોભનીક બને છે. વળી ક્ષમા એ બળવંતોનું ભૂષણ છે, અને અશક્તોનું એક બળ છે. તે વિષે કહ્યું છે કેઃ--

" क्षमा बलमशक्तानां शक्तनां भूषण क्षमाः "

એ વાક્યનું અવલંબન કરી હે વહાલા આત્મા ! તું **ક્ષમા** ધારણ કરજે. તું મહાન સમર્થ છે, ધારેલું કાર્ય કરવાને સમર્થ છે, માટે તેના ઉપર રખેને કોપ કરતો ! તેમાં તારૂં હિત નથી, કોપ કર્યાથી તો ખચિત તારૂં ઉત્તમ કાર્ય વિનષ્ટ થયું-એમ ચોકસ જાણજે. અને સર્વદા મહાજનોનું મહાવાક્ય તારા હૃદયપટ ઉપર કોતરી રાખજે ! **" ખરેખર સત્યમાં સંકટ અને સંકટ પછી સુખ મળે છે. "** માટે તું તારા આત્મિક ધર્મમાં સદોદિત મગ્ન રહેજે.

એવા પ્રકારના શાંત વિચારોથી આત્મસંયમ કરી શ્રી ગજસુકમાળે મરણાંત પરિષહ આવી પડવા છતાંપિ પોતાના આત્માને શુભ ધ્યાનમાંજ આરૂઢ રાખ્યો. હવે વેદના તો સમુદ્રવેલની માફક વધતીજ ગઈ ! એકતો આઠ વર્ષની કિશોર અવસ્થા, વળી રાજવંશી સુકુમાર શરીર, વળી તાજી દીક્ષા લીધેલી અને થોડા વખત ઉપર કરેલો લોચ, આ પ્રમાણે સર્વ સામગ્રી હૃદયને ડોલાવનારી હોવા છતાં પણ મનોબળ જેનું સુદૃઢ છે, એવા મહાવૈરાગી શ્રીગજસુકમાળે મરણાંત દુઃખદાયી મહા વેદનાને નહિ ગણકારતાં, સમતા રસમાં તે ઝીલવા લાગ્યા. અને પોતાનો આ ભવનો લેશ માત્ર પણ દોષ નહિ હોવા છતાં, કોઇ પણ ભવમાં મેં તેનો ગુનો જરૂર કર્યો હશે, એમ પોતાનાજ દોષો સામું જોતાં તે મુનિએ જરા પણ કોપ કર્યો નહિ.

વાહ! ગજમુનિ વાહ! ધન્ય છે તમારી ક્ષમાને! ધન્ય છે તમારા વૈરાગ્ય રંગને! ધન્ય તમારાં માતાપિતાને અને ધન્ય છે તમારા પવિત્ર આત્માને! જેણે પોતાના દુર્ગુણ-દોષ સામું જોયું, તેનું કલ્યાણ કેમ ન થાય? તેનો આત્મા અમરગતિને કેમ ન પામે? અવશ્ય તે અમરગતિ પામવાનોજ. આપણા આ પવિત્ર બાળ મુનિ પણ તેજ શ્રેષ્ઠ દશાને પામનારા છે. તે મહાત્માને વેદના અતુલ્ય વધી, તેમ તેમ તેમનો સમતારસ પણ વધતોજ ગયો. પવિત્ર ધ્યાનમાં મનને નિશ્ચળ કર્યું. જો કે શરીરમાં તો અસહ્ય વેદના થતી હતી, પણ તે દુઃખમાં ચિત્ત સ્થાપ્યું નહિ. એટલું તો ખરૂંજ છે કે સંસારી જીવો ભિન્નભિન્ન વસ્તુમાં રમણ કરી મગન રહે છે, ત્યારે મુનિજનો તો આત્મસ્વરૂપ માંજ સદા મગ્ન રહે છે. કહ્યું છે કેઃ—

**કવિત—**

**રાજા તો મગનરાજ, કાજકે સવાન પરે,**
**રંકતો મગન શેર સુનકી નગનમે;**
**ધની તો મગન ધન, દોલતકે કારન પર,**
**કામી તો મગન મૃગાનેનીકા બદનમે;**
**કુડાતો મગન કુડતાઇ વિખ વાદનમે,**
**સૂરા તો મગન શૂરતાઈ કે ઝુઝનમે;**
**કોઈ કાહુમે મગન, કોઈ કાહુમે મગન,**
**મુનિરાજ તો મગન વિતરાગકા ભજનમે.** ૩૨૬

આખરે થોડાજ કાળમાં પ્રચંડ તાપથી તેમની સુકોમળ ખોપરી ફાટી પ્રાણવાયુ દશમા દ્વાર ઉપર ચડી આવ્યો; અને ક્ષણીક દેહનો સદાને માટે ત્યાગ કરી નીરાબાધ અક્ષય મોક્ષલક્ષ્મીના ભોક્તા થયા.

પછી સવારના પ્રહરમાં પોતાના પ્રિયતમ ભ્રાતા લઘુમુનિને વંદન કરવા માટે શ્રીકૃષ્ણમહારાજા હાથી ઉપર બેસી છડી સ્વારીએ શ્રી નેમનાથપ્રભુના સમોસરણ ભણી નીકળ્યા, અને રસ્તામાં આવતાં એક ઘણીજ વૃદ્ધાવસ્થાથી જર્જરીત ડોસો જોયો. તે વખતે ડોસો પોતાનું ઘર ચણવા માટે રસ્તા ઉપર પડેલી ઈંટોના ઢગલામાંથી એક એક ઈંટ લેઇ ધીમેધીમે ઘરમાં લથડીઆં ખાતો ખાતો જતો હતો. આ દેખાવ જોઇ શ્રીકૃષ્ણમહારાજા ઘણું આશ્ચર્ય પામ્યા, કે આ વૃદ્ધ ડોસો ક્યારે બધી ઇંટો લઇ જશે? પછી તેના ઉપર દયા આવવાથી તે

ઢગલામાંથી એક ઈંટ પોતે લઇ ઘરમાં મુકી, એટલે તેમની પાછળ રહેલા સઘળા માણસોએ પણ એક એક ઈંટ લેઇ ઘરમાં મુકી. આમ થવાથી ડોસો ખુશી ખુશી થઈ ગયો, તમામ ફેરા મટી ગયા અને ઘણા દિવસનું કામ સહજમાં થોડાજ વખતમાં સિદ્ધ થઇ ગયું. તેથી તે વૃદ્ધ શ્રી કૃષ્ણમહારાજાનો અત્યંત ઉપકાર માનવા લાગ્યો અને ઘણો આનંદિત થયો.

હવે શ્રી કૃષ્ણમહારાજે શ્રીનેમપ્રભુના સમોસરણમાં જઇ નેમપ્રભુને હર્ષપૂર્વક વિધિ સહિત વંદન કર્યું, તથા અન્ય સર્વ મુનિને વંદન કરી સુખશાતા પુછી. પણ ત્યાં પોતાના ભાઈ નવીન દીક્ષીત લઘુમુનિને ન જોયા તેથી પ્રભુને પુછ્યું કેઃ—હે કૃપાળુ ગુરૂ ! મારો લઘુ બંધુ ક્યાં પધાર્યો છે ? ત્યારે પ્રભુએ કહ્યું કેઃ—જેને માટે નીકળ્યા હતા, તે કામ તો તમારા બંધુએ સિદ્ધ કર્યું, જન્મમરણના ફેરા ટળી ગયા. જેમ પેલા વૃદ્ધ ડોસાને ટેકો આપી તમે સુખી કર્યો અને ફેરા મટાડી દીધા; તેમ તમારા બંધુને પણ ટેકો મળ્યો, ને તેના તમામ ભવના ફેરા પણ મટાડી દીધા. બુદ્ધ થયા પારંગત થયા, સકળ કાર્ય સર્યા ને સર્વાર્થ સિદ્ધ થયા. તે સાંભળી આશ્ચર્ય અને અફસોસના મહાસાગરમાં ડુબી ગયેલા શ્રી કૃષ્ણમહારાજાએ દીનવદને પુછ્યું:—કૃપાળુ ! આ શું થયું ? મારો બંધુ થોડાજ વખતમાં ગુમ થયો એતો બહુ નવાઇ કહેવાય. મારા ભાઇનો અંત આણનાર કોણ ? તે દુષ્ટે શું કર્યું ? કેવો પરિષહ આપ્યો ? કે જેથી તે સત્વર પરલોકગામી બન્યો. તે સર્વ પ્રશ્નના ઉત્તરમાં પ્રભુએ કહ્યું કેઃ—હે નરપતિ ! તે મુનિના સુકોમળ મસ્તક ઉપર માટીની પાળ બાંધી તેમાં ધગધગતા ખેરના અંગારા નાંખ્યાથી ટુંક સમયમાં ખોપરી ફાટી અને સમાધી પરિણામે કાળ કરી તે મુનિ અજરઅમર થયા. તેનો અંત આણનાર નગરમાં જતાં તને મળશે, અને તમને જોતાં વેંતજ ત્યાંનો ત્યાં સ્તબ્ધ બની સત્વર પરલોકગામી બનશે. એ નિશાનીથી જાણજોકે આ મારા બંધુનો અન્ત આણનાર છે.

એ સાંભળી ગુરૂને વાંદી દીનવદને સત્વર ત્યાંથી પાછા ફર્યા. અને મન સાથે વિચાર્યું કેઃ—અહો ! હું કેવો ભાગ્યહીન કે મારા બંધુને મેં ખોયો, તેના દર્શનનો લાભ પણ મને ન મળ્યો. હવે આજ મારે કાંઈ હર્ષનો દિવસ નથી, માટે આજ મારે અત્રેથી રાજમાર્ગે નહિ જવાં, દીલગીરી ખાતર હું સ્મશાનમાર્ગેજ જાઉં, એમ સમજી પોતાનો

હાથી મડદાબારીના રસ્તે ચલાવ્યો. હવે પેલા મુનિઘાતક દુષ્ટ સોમલે જાણ્યું કેઃ–શ્રીકૃષ્ણમહારાજ નેમપ્રભુ પાસે ગયા છે; નેમ પ્રભુ મારૂં ક્રૂર કર્મ જરૂર પ્રગટ કરશે, અને મને શ્રીકૃષ્ણ બુરી રીતે મારશે, માટે અત્રેથી મડદાબારીને રસ્તે થઇ ઝટ અન્યત્ર ચાલ્યો જાઉં–એમ ધારી તે પણ તે જ રસ્તે ચાલ્યો; તેટલામાંજ શ્રી કૃષ્ણમહારાજાનો હાથી દરવાજાની દોઢીમાંજ તેને સામો મળ્યો. જુઓ કર્મની કેવી અકળિત ગતિ છે ? તે ત્યાંનો ત્યાંજ ચિત્રામણની માફક સ્તબ્ધ થઇ ગયો અને મન સાથે બડબડયો કેઃ–હાય ! ગજબ થયો ! હું ઠાર મરાયો ! પ્રભુએ મારો આવવાનો રસ્તો પણ કીધો હશે ? તેથીજ મહારાજા આ રસ્તે આવ્યા, માટે જરૂર હવે તે મને પકડી ભુંડે હાલે મારશે. હે દુષ્ટ ! તેં નિરપરાધી એવા તેના ત્યાગી બંધુનો બુરી રીતે અંત આણ્યો. હે ચંડાળ ! તારાં ક્રૂર કાર્યનો બદલો દેનાર આવી પહોંચ્યો, તે હે જીવ ! તને જરૂર મારી નાંખશે. એ પ્રમાણે વિચારતો તે સોમલ બ્રાહ્મણ ભયમાં ત્યાં જ ગત પ્રાણ થઈ ગયો–મરણ પામ્યો. આ બનાવથી શ્રી કૃષ્ણવાસુદેવે જાણ્યું, કે જરૂર આ સોમલજ મારા મુનિ ભ્રાતાનો ઘાતક છે. અરે દુષ્ટચંડાળ ! મારા લઘુ બંધુએ તારૂં શું બગાડયું હતું કે તે નિરપરાધી મુનિનો તેં બુરી રીતે અંત આણ્યો, હવે તને શું મારૂં ? તારા ક્રૂર કર્મેજ તને માર્યો, ખરેખર ક્રૂર કર્મનો બદલો અવશ્ય મળ્યા વિના રહેતો નથી. માટે હે પરિચારકો ! આ દુષ્ટ કર્મચંડાળ મુનિઘાતકને મુંજની દોરીથી અંગુઠા બાંધી તેને કુતરાની માફક ઢસડી ઢોરનાં મુડદાંની ઉંડી ખાઇમાં ફેંકી દો, અને આ અશુદ્ધ ભૂમિને જળ છાંટી શુદ્ધ કરો; એટલો હુકમ કરી અફસોસપૂર્વક મહારાજા ચાલતા થયા. પછી નોકરે તે પ્રમાણે સર્વ કર્યું અને જમીન પણ શુદ્ધ કરી.

બીજે દિવસે શ્રીકૃષ્ણવાસુદેવ શ્રીનેમનાથભગવાનને વંદન કરવા ગયા, વિધિ સહિત વાંદી નમસ્કાર કરી યથાયોગ્ય સ્થાને બેઠા, પ્રભુએ ધર્મ દેશના દીધી. અત્યારે શ્રી કૃષ્ણનરેશનું હૃદય તદ્દન ઉદાસી અને શોકાગ્રસ્ત હોવાથી અશરણ એકત્વભાવના, અનિત્યભાવના અને સંસારભાવના વગેરેનો ચિત્તાકર્ષક પ્રકૃષ્ટ પ્રબોધ દીધો, તે સાંભળી રાજાનો કાંઇક શોક ઉપશાંતપણાને પામ્યો, પોતાના લઘુ બાંધવ ગજસુનિનું આમ અણચિંતવ્યું મહાત્રાસદાયક મરણ થવાથી એક પ્રકાર હૃદયમાં ઉદ્ભવ્યો અને હસ્તાંજલી કરી સનમ્ર ભાવે અને સજળ નેત્રે (પો-

વાના પ્રિયબંધુનું અપમૃત્યુ સાંભરી આવવાથી ચક્ષુમાં આંસુ આવ્યાથી) બોલ્યાઃ-પ્રભુ ! મારા લઘુબંધુ ગજસુકુમાળ મુનિનું આ પ્રકારે વિના કારણે ત્રાસદાયક અપમૃત્યુ થયું, તો સાહેબ ! એવું તે એણે શું કમ કર્યું હશે; કે સોમલ બ્રાહ્મણને આ અકાર્ય કરતાં લેશ પણ ત્રાસ ન ઉપજ્યો, મારી પણ જરાયે બિક ન લાગી ! નહિતો મારુ નામ સાંભળતાં લોકો થરથર ધ્રુજે છે, અનીતિ કરતાં ડરે છે. પ્રભુ ! તે પાપીએ મારાજ ઘરમાં એટલે મારા સગા બંધુને અકાળે મારી મહાઅનર્થ કેમ ઉપજાવ્યો ? મારા ભાઇનુ એવું તે શું કર્મ હશે ? આ જન્મમાં તો કાંઇ પણ તેનું બગાડયું હોય તેમ મને લાગતું નથી.

આ પ્રશ્ન સાંભળી શ્રીનેમનાથ ભગવાન બોલ્યાઃ-ભાઇ ! કર્મની ગતિ ગહન અને વિચિત્ર છે, કર્યાં કર્મ ભોગવ્યા વિના જીવનો છુટકો થતો નથી, એવો કર્મનો અચળ કાયદો છે. મોહમુગ્ધ અજ્ઞાનપ્રાણીઓ કર્મ બાંધતી વખતે જરાયે ડરતા નથી, વિચાર સરખો પણ કરતા નથી અને સહેજે કર્મ બાંધે છે. પછી તેનો તેજ ભવે યા પરભવે વા અનંતભવે પણ અવસ્ય બદલો તો દેવોજ પડે છે. તે વખતે બાપડા જીવાત્માને હાયવોય થાય છે, ઘણી ઝુરણા કરે છે, પૂર્ણ પસ્તાવો કરે છે; પણ હસીહસીને કરેલાં કર્મ પછી રડી રડીને ભોગવવાં પડે છે.

**कम्मानाणा विहाकदु । पुढो विष भयापया ॥**

તમારા લઘુ બંધુ શ્રીગજમુનિરાયના સંબંધમાં પણ તેમજ થયેલું છે, અને તેનુંજ આ વિષમ ફળ તેમને અનુભવવાનો દુર્ઘટ પ્રસંગ હાલ પ્રાપ્ત થયો છે. ત્યારે હાથ જોડી શ્રીકૃષ્ણમહારાજે પુછયું કેઃ-હે કૃપાળુ સર્વજ્ઞ પ્રભુ ! તે મારા બાંધવના સંબંધમાં એવો તે શો બનાવ બન્યો છે ? કયા પ્રકારનું વક્ર કાર્ય તેનાથી થઇ ગયું છે ? કે તેનું આ વિષમફળ તેણે અનુભવ્યું, તે વૃત્તાંત કૃપા કરી કહેશો. શ્રી નેમનાથપ્રભુએ કહ્યુંઃ-હા કહું છું ખરેખર તે સાંભળવા યોગ્ય છે, સાંભળીને મનન કરવા જેવું છે, મનન કરીને પછી તેવાં અકાર્યોથી પાછા હઠવું ઘટે છે; તો હે સુજ્ઞ મહાનુભાવ ! હવે તે વૃત્તાંત એકાગ્રચિત્તે સાંભળો. !

## ૯૪ શ્રીગજસુકુમાળ મુનિના પૂર્વભવનું વૃત્તાંત.

પૂર્વે કોઇ એક મોટા નગરમાં કોઇ ધનવાન શેઠ રહેતો હતો, તેને એક સુશીલ સ્ત્રી હતી બન્ને દંપતી સુખમાં દીન નિર્ગમન કરવ

હતાં. ઘણાં વર્ષ થયાં પણ સંતતિનું સુખ તેઓ જોઈ શકયાં નહોતાં, હૃદયમાં અપત્યસુખ જોવાની પૂર્ણ જીજ્ઞાસા હતી તેથી રાતદહાડો તે સંબંધે બન્નેને ઝંખના થયા કરતી હતી, તેમાં સ્ત્રીને વિશેષ વક્ષોપાત હતો. પણ જ્યાં વિધિ ( નસીબ )જ વિપરીત હોય, ત્યાં શું ઉપાય ચાલે ? **विधिरेव बलीयसी ॥** **અર્થાત**—આખરે વિધિજ બળવાન નિવડે છે તકદીર આગળ તદબીરનું કંઈ ચાલતું નથી. શેઠે ઘણા ઘણા પ્રયત્નો કર્યા તેમાં કાંઇ કચાશ રાખી નહિ પણ તે સર્વ નિષ્ફળ થયા.

ત્યારે અંતે શેઠે બીજી સ્ત્રી પરણવાનો નિશ્ચય કર્યો અને થોડા-વખતમાં કોઇ સારૂં કન્યારત્ન શોધી કાઢી શુભ દીને લગ્ન કર્યા, શેઠ આથી સંતોષ પામ્યા. પણ તેની આગલી સ્ત્રીના હૃદયમાં ઇર્ષાગ્નિનો પ્રચંડ દાવાનળ સળગી ઉઠયો, તેના હૃદયમાં તો હાયવોયની હૈયાહોળી સળગી, શોકયોને અન્યોઅન્ય ઝઘડા કલેશ કંકાસ થવા લાગ્યા. શોકયનું સાલ–દુઃખ મોટામાં મોટું મનાયું છે. દુનિયામાં કહેવાય બહેનો, પણ અંતરમાં તો ખાર, વિષાદ, ઝેર વેર અને અદેખાઇનો પારજ ન હોય. એક બીજાને ભાળે ત્યાં આંખમાંથી ઝેર વરસે, આમ ઘરમાં રોજ ઉઠીને બન્ને સ્ત્રીઓ ઝઘડા કરે અને કલેશ થાય, તે જોઇ શેઠને તો ઘણું માઠું લાગતું. સુખનું સાધન માન્યું હતું, તે હવે તો દુઃખનું બારૂં ઉઘડયું ભાસવા લાગ્યું, તેથી તેને મનમાં ઘણો સંતાપ થવા લાગ્યો. નીતિ-શાસ્ત્રે બે સ્ત્રીના પતિને મહાદુઃખીયો માન્યો છે ને કહ્યું છે કેઃ—

**દોહરો–બહુ વણઝીયા, બહુ બેટીયાં દો નારીકો ભરથાર,**
**ઉનકું કોઈ મત મારજો ઉન માર છોડયા કીરતાર. ૩૨૭**

મતલબકે બહુ ઘરબાર વેપારવણજ દીકરીઓ અને બે બાયડીઓ વાળાને નિરાંત યા સુખચેન હોયજ નહિ, તેમને તો ઘણાજ દુખીયા સમજવા. આપણા અપત્ય–સુખાભિલાષી શેઠ પણ બે સ્ત્રીના પતિ તો બન્યા હતા, પણ તેથી હવે તેના સંતાપનો પાર રહ્યો નહોતો. બન્ને સ્ત્રીઓ રોજ લડે તેથી થતા કલેશથી કંટાળી આખરે બન્નેને જુદી કરી, એકને હેઠે અને બીજીને ઉપર એમ જુદાં રસોડાં કરી આપ્યાં. પોતાને માટ પણ વારા નિમાયા, એટલે એક દિવસ નવીને ઘેર જમવાનું તો બીજે દિવસે જુનીને ઘેર જમવાસુવાનું, એમ વારા ફરતી રહેવાખાવાનું રાખી, બન્નેને બનતી કોશીશે સંતોષ આપવાનો

માર્ગ કરી આપ્યો; તો પણ ઇર્ષાગ્નિ હોય તે કદી ઉપશાંતપણાને પામતો નથી. એટલે અગ્નિમાં જેમ કાયમ ઉષ્ણતા રહેલી છે, તેમ ઇર્ષાળુ અને અદેખાંની આંખમાં પણ કાયમ અગ્નિજ રહેલો છે, તે ઘણોજ આકરો હોય છે તેથી કદી તે એકદમ શાંત થતો નથી. તેમ શોકયનું દુઃખ પણ અગ્નિની ઝાળ તુલ્ય હોય છે, તેઓ એક બીજાનું સુખ દેખી શકતીજ નથી, અણુસમજુ મૂર્ખ શોકયો તો એક બીજાનું સુખ જોઇનેજ જવાસાની પેઠે અદેખાઇથી બળી મરે છે.

શેઠને સારા પુણ્યયોગે નવીને એક દીકરો થયો, જેની હમેશાં રાતદહાડો ઝંખના કરતો હતો, તે અપત્યસુખની આશા અંતે ફળીભૂત થઇ, હવે તો તેના હર્ષનો પાર રહ્યો નહિ, પુત્રના જન્મ સમયે શેઠે ઘણું દ્રવ્ય ખરચી પુત્રજન્મ—મહોત્સવનો લ્હાવો લીધો, નવીનું માન વધ્યું તેને વધુ વધુ ચાહવા લાગ્યા, પુત્રને જોઇ શેઠ ઘણો આનંદ પામતા હતા. પણ જુની સ્ત્રીને આ હર્ષના દિવસો ઘણા ઝેર જેવા આકરા લાગવા માંડયા. જોકે નવીનુ માન વધ્યું, તેથી કાંઇ તેનું પોતાનું માન ઘટી તો નહોતુંજ ગયું, પણ અદેખાઇ રાંડ એવી ભુંડી ડાકણી છે, કે તે જેને વળગે છે તેનું સત્યાનાશ વાળી નાંખે છે. આ અદેખાઇએજ આત્માનું હિત બગાડયું છે. તે વિષે કહ્યું છેકેઃ—

**મનહરછંદ.**

ગાજે જ્યાં ગગન ઘન, જવાસો સુકાઈ જાય,
તરૂવર તો તમામ ફાલીને ફેલાય છે;
સૂરજની શોભા દેખી, સર્વને સંતોષ થાય,
ઘુડ તો ઘલાઇ ખુણે, ઘણા ગભરાય છે;
અદેખાને ઉપદ્રવ, કરે નહિ કોય તોય,
અદેખાનું શરીર, સ્વભાવથી સુકાય છે;
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ,
જેમ ફાસફરસ, સભાવે બળી જાય છે. ૩૨૮

તેવી રીતે આ જુર્નનું શરીર પણ સુકાતું જતું હતું. સપત્ની (શોકય)નું સુખ તેનાથી જોઇ શકાતુંજ નહોતું, તે તો રાતદહાડો તેના પ્રત્યે અદેખાઈ કર્યાજ કરતી હતી. જોકે મોઢે તો મીઠું મીઠું બોલી હેત દાખવતી હતી, પણ અંતરમાં તો કપટનીજ કાવી હતી, તેનું ભુંડુ થવાનો લાગ તે સદા તપાસ્યા કરતી હતી.

એક વખતે એવુ બન્યું કે તે નવીના પુત્રને શરીરે કાંઇક ગરમી થઇ આવી. તેથી છોકરો રાડેરાડ પાડી રોવા લાગ્યો, આથી તેની માતા બિચારી ઘણું મુઝાણી, ઘરગતું કેટલીક દવા કરી પણ તેથી શાંતિ થઇ નહિ, ત્યારે પોતાની શોકય જે જુની હતી, તેને ઘણાં વર્ષ થયાં હતાં, તેથી તેમને અનુભવ સારો હશે એમ ધારી મોટાંગણી પુછવા ગઈ. પેલી ઇર્ષાની પુતળી દુષ્ટાને તો પોતાનું વેર વાળવાનો આ પ્રસંગ સારો જડી આવ્યો તેથી તે ઇર્ષાળુ પાપીણીએ તો લાગ આવતાં બીચારી ભોળી ભામિનીને એવી દવા બતાવી, કે બાઇ આ છોકરાને શરીરે શરદી બહુ થઇ ગઇ છે, માટે તેને ઉનો ઉનો રોટલો માથા ઉપર મુકી માથુ મજબુત બાંધી દે, આ ઉપચારથી તારા પુત્રને સારૂં થઇ જશે. આ ઉલરો ઉપાય બતાવતાં તે ઇર્ષાળુ રંડાને એટલો પણ વિચાર ન આવ્યો, કે આથી તો મારા પતિનોજ વંશોચ્છેદ થાય છે. પણ ઇર્ષાથી બળેલ ઝેરીલાં જે ન કરે તે થોડું. આ ઉપચાર સાંભળી પેલી ભોળી સ્ત્રીએ તો ઘેર જઇ એકદમ રોટલો બનાવી ઉનોને ઉનો તુર્તજ પારણામાં પોઢેલા બિચારા નિર્દોષ સુકુમાર લઘુ બાળકના કુમળા માથા ઉપર દાબી દીધો, અને ઉપર મજબુત કપડું વીંટી પાટો બાંધી દીધો. આથી તો તે બાળક બિચારૂં એકદમ જબરી ચીસ પાડી સ્વલ્પ સમયમાં જ ગતપ્રાણ થઈ ગયો. થોડીવાર થઇ એટલે કાંઇ પણ રોતો ન હોવાથી તેની માતાએ જાણ્યું કે જરૂર મારી બેને (શોકયે) બતાવેલું લાગુ પડયું લાગે છે, માટેજ કાંઇ રોતો નથી. પછી થોડીવારે તેનો પતિ આવ્યો, અને તેણે જોયું તો પુત્ર તો મરણ પામી ગયો છે- બન્નેને આ ખબર પડતાંજ એકદમ તેઓ છાતી માથું કુટી રોવા કકળવા લાગ્યાં. તપાસ કરતાં અંતે પેલી પાપણી જુનીનો દોષ પ્રગટ થયો, તેથી તેને ઘણોજ ફીટકાર મળ્યો. તે અભાગણીને આવું નિર્દય કાર્ય કરતાં જરા પણ ડર ન લાગ્યો, પોતાનું ઘર ગાંડીએ પોતે ખોધું ઇર્ષારાક્ષસીને વશ પડેલીને દયા કયાંથી આવે ?

હે શ્રીકૃષ્ણ! કર્મની ગતિ અતિ વિચિત્ર છે, પ્રાણી અજ્ઞાનને વશ પડી એવા એવા તો અનર્થો ઉપજાવે છે, કે તે પાછું વાળીને જોતા પણ નથી, વિચાર સરખોએ કરતા નથી, કે કરેલા કર્મનો બદલો તો અવસ્ય દેવો પડે છે. **कडाण कम्माण नमोरव अथिथ ॥**

અર્થાત—કરેલાં કર્મ ભોગવ્યા વિના કદી છુટકો થતો નથી.

કૃત કર્મનો બદલો દીધા વગર અવસ્ય ચાલતું નથી. આ વિષે એક મુસલમાન કવિએ કહ્યું છે કે:—

હિંદુ હો મુસલમીન બદલા લેવેગા ખરા,
બદલા લેવેગા ખરા, નહિ કર્મ ભુલેંગે જરા;
હિંદુ હો મુસલમિન બદલા લેવેગા ખરા. ૩૨૯
ધ્રંધેમેસે ધ્યાન તેરે પૈસેમે પ્રિત લગી,
જીસ્મે ખુદા રાજી તેરે, તિસમે કુછ પાયા નહિ;
સુન બે નાદાન બંદા સુન બે હેવાન રબકું રિઝાયા નહિ. ૩૩૦

અર્થાત—હિંદુ હો કે મુસલમાન હો, પણ અવસ્ય કૃત કર્મનો બદલો તો દેવોજ પડે છે.

**સવૈયો.**

**દીન છુપે તીથીવાર ઘટે, અરૂ સૂરજ છપતહે ગ્રેનકો છાયો,**
**ગજરાજ છુપે જબ સિંઘકુ દેખત, ચંદ્ર છૂપત અમાવાશ્ય આયો;**
**પાપ છુપે પ્રભુ નામકે જાપસે, કુળ છુપત કપુતકો જાયો,**
**કવિ ગંગ કહે સુન શાહઅકબર ! કર્મ છુપે ન ભભુત લગાયો.**

તેવી રીતે તે વખતે તે શેઠની જુની સ્ત્રીએ પોતાનીજ શોકયના પુત્રને આમ વિના અપરાધે નિર્દયપણે મરાવી, મહાઅનર્થકારી કર્મ ઉપાર્જન કર્યું શ્રી સર્વજ્ઞ પુરૂષો તો સિદ્ધાંતસાગરમાં કથી ગયા છે કે:—

**" वैराणु बधाणी महाभयाणि ॥ "**

અર્થાત—વૈરના બાંધવાવાળા મોટા ભયને બાળે છે. માટે તે શોકયે ઇરાદાપૂર્વક મનના દઢ ઘાતકી સંકલ્પ સાથે નિકાચિત કર્મ બાંધ્યું. પછી પેલો બાળક છોકરો ત્યાંથી અકાળે મરણ પામી આજ નગરીમાં તારા લઘુ બંધુનો પ્રાતક સોમલબ્રાહ્મણ થયો, અને પેલી સ્ત્રી ત્યાંથી મરણ પામીને આજ નગરીમાં તારા લઘુ બાંધવ ગજ સુકુમાળ થયા. સુપુણ્યના જોગે તેમને સંયમમાર્ગ આવ્યો, અને સોમલ બ્રાહ્મણ તમારા બંધુને માથામાં પાળ બાંધી ખેરના અંગારા નાંખીને ચાલ્યો ગયો. મુનિ સમભાવે બધું સહનકરી સર્વ કર્મ ખપાવી મોક્ષપુરપાટણે પધાર્યા. તમે જેમ રસ્તામાં આવતાં પેલા ડોસાને સહાયતા આપી, તેમ તમારા બંધુ મુનિને ઇષ્ટસિદ્ધિમાં સહાય મળી જવાથી તેને શિઘ્ર કાર્યસિદ્ધિ

થઈ ગઈ. પછી શ્રી કૃષ્ણમહારાજા આ સર્વ વૃત્તાન્ત સાંભળી ઘણાજ ખિન્ન થયા ને સખેદાશ્ચર્ય પણ પામ્યા, પછી શ્રીનેમ પ્રભુને વંદન કરી સ્વસ્થાને ગયા.

હે વહાલા વાંચકો ! આ દૃષ્ટાંતમાંથી તો આપણને ઘણુંજ શીખવાનું મળી આવે છે. મુખ્યે તો પોતાના દોષો સામું જોવું, એ અક્ષયપદ પામવાનું પ્રથમ પગથીયું સમજવું. જેમ શ્રી ગજસુકુમાળે પોતે વદન નિર્દોષ છતાં પોતાનાજ દોષો જોયા અને નિર્વિકારી ને નિર્લેપ રહી અજરામર થયા. આ વિષે કહ્યું છે કેઃ—

કવિત.

ક્ષમા કરો ભરપુર, કર્મ હોવે ચકચુર,
ક્ષમા કરી સાચા શુર, ક્ષમા સુખ ભારી હે;
ક્ષમા કીધી હરીકેશી, ક્ષમા કીધી પરદેશી,
ક્ષમા કીધી ગજરૂષિ, ખંધક આચારી હે;
ક્ષમા કીધી મેતારજ, મોટા મોટા આચારજ,
ઘાણીમાં પીલાણા તોય, ક્ષમા દીલ ધારી હે;
રૂષિ લાલચંદ કહે, ક્ષમા કરો ધન સહી,
ક્ષમા ખડગ લઈ કર, રીસકું વીદારી હે. ૩૩૨

વાહ ! ક્ષમા સદ્‌ગુણ કેવો ઉત્તમ છે ? અવશ્ય ક્ષમાથી તો ઘણાં કઠોર કર્મનો પણ ક્ષય થાય છે. પણ આપણામાં અનાદિ કાળથી પરદોષો નિરીક્ષણ કરવાની કુટેવ પડી હોય છે, પણ પોતામાં હજારો દોષો છે, તે તો જરા જોતા નથી. તે વિષે કહ્યું છે કેઃ—

દુહા.

બુરો બુરો સબકું કહે, પણ બુરો ન દીસે કોઈ;
જો ઘટ શોધું મેં આપરો, તો મુજસુ બુરો ન કોઈ. ૩૩૩
નિજ અવગુણ નીહાલવા, કરો યત્ન નરનાર,
તો પામો સુખ શાશ્વતાં, સર્વ શાસ્ત્રનો સાર. ૩૩૪
પરદોષોને દેખવા, તે સહેલું છે કામ;
કઠણ દોષો નિજ દેખવાથી, પામો સુખ ધામ. ૩૩૫
નિજ દોષો ડુંગર સમા, પણ તે નહિ નીરખાય,
પરદોષો લવ લેશ પણ, પ્રેમે પ્રગટ કરાય. ૩૩૬
એહ રીતથી જીવ આ રઝળે ભવ મોઝાર:

માટે હે મુમુક્ષુ બંધુઓ ! સમભાવથી વર્તી સર્વનું ભલું થાય, તેવાં સત્કાર્યો કરજો, પોતામાંના હજારો દોષો સામું જોઇ તેને ટાળવાનો પ્રયત્ન કરજો, તોજ આ દુઃખમય મહાભયંકર ભવસાગર સહેજે તરી અંત લાવી અક્ષય એવી મોક્ષલક્ષ્મીને મેળવી શકાશે; એમશ્રી સર્વજ્ઞ પ્રભુનું કહેવું છે. (૮૩)

मनु जन्म ह्यधि गम्य,
चिनोति धर्म नयो कदानूनम् ॥
तस्य नृजन्म निरर्थे ।
छागल गल गत पयोधरस्यैव ॥ ८४ ॥

**અર્થ—જે માણસ મનુષ્ય જન્મ પામીને કોઇ વખતે પણ ધર્મનો સંચય કરતો નથી, તેનું ખરેખર આ જગતમાં જીવવું વૃથા છે. જેમકે બકરીના ગળામાં રહેલા બે આંચળો તેને પોતાને તથા પરને કશા ઉપયોગના નથી, અર્થાત તે આંચળ તેને વૃથા છે; તેમ ધર્મ વિનાના મનુષ્યનો નરજન્મ પણ વૃથા છે. (૮૪)**

**ભાવાર્થ**—આ સંસારમાં ઉત્તમ એવો મોંઘો મનુષ્યભવ મેળવીને જે પુરૂષો પવિત્ર ધર્મનો સંગ્રહ કરતા નથી, તેનો જન્મ વૃથા સમજવો. કારણકે ધર્મ દુર્ગતિમાંથી આપણો ઉદ્ધાર કરનાર છે, વળી ભવાબ્ધિ મહાસાગરમાં ડુબતા જીવને બેટ સમાન અને આધારભૂત છે. મહાભયાનક ભવાટવીમાં ભુલા પડેલા જીવને માર્ગદર્શક એક અમુલ્ય ભોમીયો છે, માટે ધર્મ દરેક મનુષ્યે સપ્રેમે આદરવા જેવો છે. પોતાની પાસે ભલે કદાચ લક્ષધા લક્ષ્મી હોય, તે પણ અન્ત સમયે ત્રાણ–શરણ થનાર નથી, પોતાના પુત્રો મિત્રો કલત્રો તથા માતાપિતા ભ્રાતા અનેક નોકરો ચાકરો હોય, તે પણ અંત કાળે સહાયભૂત થનાર નથી. જીવને અંત સમયે તો એક ધર્મ બેલી અને શરણભૂત છે, અંત સમયની સ્થિતિએ આવી પહોંચેલા મનુષ્યની પાસે

વીંટાઇ બેઠેલાં નજદીકનાં સગાં સંબંધીઓ પણ કહેશે, કે ભાઈ ! પ્રભુ એક સાચો છે, આ જગતનો સર્વ ઠાઠો ઠાઠ અસત્ય અને ઠગબાજી છે, માટે ભગવાનને અંતકાળે ભજજો, ધર્મનું શરણુ લેજો, એજ એક સાથે આવનાર છે, બીજી સર્વ સામગ્રી અને માયા તો અહીંજ પડી મુકવી છે, વગેરે ધર્મનાં અનુકુળ વચનો સંભળાવે છે. તેમ ધર્મશાસ્ત્રો પણુ ગાજી વજાડીને કહે છે કે:—હે જીવો ! તમો બોધ પામો, અને આત્માને સમજાવો ! ધર્મવિના કોઇ પણ અંતનું સગું નથી. ધર્મ વિનાનો પુરૂષ છતાં પણ તે પશુ તુલ્ય જીંદગી ગુજારે છે. ખાવુંપીવું, હરવુંફરવું, એશઆરામ કરવો એમાં કાંઇ જીંદગીની સફળતા કરી ન કહેવાય, પણ કાંઇ પરોપકારી કાર્યો કરી દુઃખી જનોનાં દુઃખ હરવાં, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વગેરે આત્માના કટ્ટા શત્રુઓને હઠાડવા, આ કાયાનગરીમાં એ દુષ્ટ રાક્ષસો બહુ ફાવી ગયા છે, અને મોહરૂપી મદિરા પાઇને આ નિર્મળ આત્માને ઘોર અંધકારમાં ડુબાડી રાખે છે. તેને માટે કહ્યું છે કે:—

## કવિત.

એહી કાયનગરીમે ચિદાનંદ રાજ કરે,
માયાશી રાની સંગ રંગ હોઇ રહ્યોહે;
ક્રોધ હુવા કોટવાળ, મોહ હુવો ફોજદાર,
લોભ તો વજીર સબે લુંટ અનુસર્યો હે;
માન જેસો કાજી જાકે લીનકો ન અદલ માન,
કામ તો બકાની બેશ વાકો આન પડ્યો હે;
અપની રાજધાનીમેસે, બે ગુન ભુલ ગયો,
જબ શુદ્ધ પડી તબ કાજ આત્મ સર્યો હે. ૩૩૮

મતલબકે આ કાયાનગરી આવા દુષ્ટ રાક્ષસોથી ઘેરાયલી છે, તેથી આ પવિત્ર આત્માનું વાસ્તવ તેજ આચ્છાદિત થઇ ગએલું છે; ધર્મ કરવાનો વખત પણુ તેઓ આવવા દેતા નથી. અહાહા ! આતો આપણી કેવી અજ્ઞાનતા કહેવાય ? કે પવિત્ર ને સારી જોગવાઇ મળાય છતાં જરા પણુ સન્માર્ગપર લક્ષ ચોટતુંજ નથી. જાણે કાયા આ જગતમાં અહોનિશ ટકવાનીજ ન હોય ! એમ અજ્ઞાની આત્મા માની રહેલ છે. ક્ષણિક ને નશ્વર પદાર્થો છતાં શાશ્વતાં અને અક્ષણિક માની તે માયામાંજ રાચી રહેલ છે, પણુ સમજતો નથી કે આ નરકાયારૂપી રૂડું વહાણુ

મોટા પુણ્યના ઉદયથીજ મળ્યું છે, તે ભાંગી ના જાય તેટલા વખતમાં સત્કાર્યો કરી સંસારસાગરને તરી ઝટ આપણે કિનારો મેળવી લેવો જોઈએ. તે વિષે કહ્યું છે કેઃ—

**महता पुण्य पण्येन । क्रीतेयं कायनौ स्त्वया ॥**

**पारं दुःखोदधेर्गंतु । तरया वन्नभिद्यते ॥ १२७ ॥**

અર્થાત્—મોટા પુણ્યે કરી મળેલ આ નરકાયારૂપ નૌકા ભાગે નહિ, તેટલામાં સત્વર આ દુઃખસાગર તરી જા, તે નાશ થયા પછી, કાંઈ બનવાનું નથી. જે મનુષ્યો આવી ઉત્તમ જોગવાઇ મળવા છતાં, કાંઈ પણ આત્મહિત કરતા નથી, તે ખરેખર પશુ જેવાજ મૂઢ સમજવા. કારણ કે ચાર પ્રકારે મનુષ્ય અને પશુ તો સરખાંજ છે, પણ ધર્મથીજ વિશેષના હોઇ તેનું પટાંતર પડે છે, અને હેવાન કરતાં નર શ્રેષ્ઠ ગણાય છે. **ઉપજાતિ વૃત્ત.**

**आहार निद्रा भय मैथुनं च ।**

**सामान्यमेतत् पशुभिर्नराणाम् ॥**

**धर्मो हि तेषामधिको विशेषो ।**

**धर्मेणहीना पशुभिः समानाः ॥ १२८ ॥**

અર્થાત્—ભોજન કરવું, નિદ્રા લેવી, ભય પામવો અને મૈથુન સેવવું એટલે સંસારવહેવારનાં ભોગવિલાસનાં સુખ ભોગવવાં; એ ચાર વાનાં તો પશુઓ અને મનુષ્યો બન્નેમાં સરખાંજ હોય છે. પણ મનુષ્યમાં એક ધર્મ વિશેષ હોય તો તે ઉત્તમ ગણાય છે, પણ જો ધર્મ ન હોય તો તે પણ પશુ સમાનજ સમજવો વળી આખી જીંદગીનો જેટલો વખત ધર્મ ધ્યાનમાં જાય, તેટલો વખત લેખે લાગેલો ઉત્તમ સમજવો, અને તેટલાજ દિવસો જીંદગીમાં સાર્થક સમજવા. બાકી બધા નકામા દિવસો જાય છે, તેમજ સમજવું. તેના ઉપર એક ધર્માનુસારી સાચા શેઠનું દૃષ્ટાંત કહે છે.

## (૯૫) સુવિચારી જ્ઞાનનિષ્ઠ સાધુચરિત સાચા શેઠની સુવાર્તા.

કોઈ એક ગામમાં સાચોશેઠ કરીને એક વણિક હતો, તે ગામમાં એક વખત કોઇ સાધુ મહાત્મા પધાર્યા, તેને વંદન કરવા માટે શેઠ ધર્મસ્થાનકે ગયા, ગુરુવર્યને હર્ષપૂર્વક વાંદી નમસ્કાર કરી તે સામો

બેઠો. શેઠ ધર્મનો ઘણો આસ્તિક હતો, અહર્નિશ દુઃખી દીન અનાથ પ્રાણીઓ ઉપર કરૂણા અને દયા રાખતો, દયા દાન ને દીનતા તથા પરોપકાર અને પરમાર્થ વગેરે ઉત્તમ કાર્યો સહર્ષ કરી પરભવનું ભાતું બાંધવાને ઉજમાળ થતો, સાધુસંતનો પરમભક્ત હતો, હમેશાં વિનયપૂર્વક ભક્તિ કરી સાધુ સંતોના ઉંડા જીગરનો આશિર્વાદરૂપી મીઠો મેવો એટલે કૃપાપ્રસાદ મેળવતો હતો;—એમ તે ધર્મમાં પોતાનું જીવન ગુજારતો હતો. સાચો શેઠ એવો ધર્મજીજ્ઞાસુ અને સાધુસંતોનો પરમભક્ત હોવાથી ઘણુા સાધુઓનાં હૃદયમાં તે વસી રહ્યો હતો.

આ સાધુ મહાત્મા નવીન હોવાથી કેટલોક ઉપદેશ આપ્યા બાદ સાધુએ પુછ્યું:—શ્રાવકજી ! તમારૂં નામ શું છે ? ઉત્તરમાં નમ્રતાથી શેઠે કહ્યું:—કૃપાળુ ગુરૂ ! આ ગરીબ વાણીઆને સાચા શેઠના નામથી લોકો બોલાવે છે. ફરી સાધુએ પુછ્યું, ભાઈ ! તમારે દીકરા કેટલા ? ઉત્તરમાં કહ્યું, સાહેબ ! મારે એક દીકરો છે. વળી સાધુએ પુછ્યું, ઘરમાં કાંઇ લક્ષ્મીની જોગવાઇ છે કે ? શેઠે ઉતર આપ્યો, મહારાજ ! મારા ઘરમાં દશ હજારની મુડી છે. ત્યારે વળી સાધુએ પુછ્યું, હે શેઠ તમોને કેટલાં વર્ષ થયાં છે ? શેઠ બોલ્યા:—ચાલીસ વર્ષ. આ છેલ્લા ઉત્તરથી સાધુજીને કાંઇ શંકા થઈ, ઉપરના દેખાવથી સાઠ વર્ષની અવસ્થા જણાતી હતી, પણ કાંઇક રોગાદિકના કારણથી શરીરે જરતા(વૃદ્ધતા)આવી ગઈ હશે, એમ જાણી વિશેષ કાંઇ બોલ્યા નહિ. પછી શેઠ થોડો વખત બેસી પોતાને સ્થાનકે ગયા. પછી થોડીકવાર થઈ એટલે નિશાળેથી છુટેલા કેટલાક છોકરાઓ તે રસ્તેથી નીકળ્યા, ઉપાશ્રય ઉઘાડો હોવાથી ધાર્યું કે આપણા મહારાજ પધાર્યા હશે, માટે પગે લાગવા જઇએ—એમ ધારી અંદર પેઠા, નમ્રતાપૂર્વક વીધીથી મહારાજને વાંદ્યા, એટલે ગુરૂએ પુછ્યું, છોકરાઓ! તમે કોના દીકરા? ત્યારે છોકરાઓએ જણાવ્યુંકે:—સાહેબ અમો ચાર ભાઇઓ છીએ, અને સાચાશેઠ અમારા પિતા છે. આ સાંભળી સાધુજી આશ્ચર્ય પામ્યા, કે શેઠ કહેતા હતા કે મારે તો એક દીકરો છે, એ મારી પાસે જુઠું કેમ બોલ્યો ? માટે આ ઉપરથી તો જણાય છે કે મેં પુછેલા તમામ પ્રશ્નોના ઉત્તરો જરૂર તેણે ખોટા આપ્યા હશે.

છોકરાઓ ગયા પછી કોઈ અન્ય શ્રાવકને પુછી ખાતરી કરી, તો જણાયું કે સાચા શેઠને ચાર દીકરા છે, ઘરમાં ચાલીસપચાસ હજારની મુડી છે, અને સાઠ વર્ષની અવસ્થા થઇ છે. તેથી તેના ઉપર અભાવ થયો,

વાણીઓ તો જુઠો અને મોઢે મીઠો છે, માટે એવા કપટી જૂઠા અને પ્રપંચીનો વિશ્વાસ કરવો નહિ.

એવામાં થોડીવારે શેઠે ત્યાં આવી હાથ જોડી વિનયથી કહ્યું:—કૃપાળુ ગુરૂ ! હવે વોહોરવાનો વખત થયો છે, તો ગરીબ સેવકનું અહોભાગ્ય છે, કે આપ જેવા કૃપાળુ ગુરૂનાં દર્શન થયાં. આ સર્વ સાંભળી ગુરૂ જરા કોપાયમાન થઇ બોલ્યા:—શેઠીયા ! તું તો મહા જુઠો દેખાય છે, તો પછી જુઠા વાણીયાનો વિશ્વાસ શો ? તારે ઘેર વોરવાના મારે પચ્ચખાણ છે, " **મોઢે મીઠો અને મનમાં જુઠો,જમદ્વારે જાતો દીઠો.** " મતલબકે આવા જુઠાનો જમના દુવારેજ નિવાસ છે.શું તારી લક્ષ્મી મારે કાંઇ ખાઇ જવી હતી ? શું તારા છોકરાઓને મારે કંઈ સાધુ બનાવી દેવાના હતા ? કે તું જુઠું બોલ્યો. બોલ વારૂં ! તારે ચાર છોકરાઓ છે છતાં તેં એક કેમ કહ્યો ? લક્ષ્મી ઘરમાં પચાસ હજારની છે, છતાં દશ હજાર કેમ કહી ? નામ તો સાચાશેઠને બોલી તો જુઠી છે. આ સર્વ સાંભળી શેઠ ગંભીર મને શાંતિથી નમ્રતાપૂર્વક બે હસ્ત જોડી બોલ્યા:—કૃપાળુ ગુરૂ ! આપનો રોષ યોગ્ય છે, કારણકે આપના ચિત્તને રોષાકુળ બનાવે, એવો મારો વાણીવિલાસ આપને ઉપરથી લાગ્યો હશે ખરો, પણ આપ ધીરજપૂર્વક કૃપા કરી તેનો ખુલાસો સાંભળશો, તો જરૂર નિઃસંશય થશો, અને અત્યંત સંતોષ પામી આ ગરીબ સેવક ઉપર અમીદૃષ્ટિની કૃપાવૃષ્ટિ કરશો. કૃપાળુ ! આપે પુછ્યું, તમારે દીકરા કેટલા ? મેં કહ્યું એક છે. જો આપે છોકરા પુછ્યા હોત, તો મારે ચાર કહેવામાં કાંઇ બાધ નહોતો, પણ દીકરો તો મારે એકજ છે. આપ જાણો છો કે " દી વાળે તે દીકરા, અને છો બધ કરે તે છોકરા." નમ્રતા, વિવેક, સદાચરણ અને કહ્યાગરાપણું, માતપિતાની સેવા ભક્તિ વગેરે સદ્‌ગુણોથી જે યુક્ત હોય, માતાપિતાનો વિનય કરી સંતોષ આપનારો હોય, તે દીકરો અથવા પુત્ર કહેવાય છે. કહ્યું છે કે:—

**प्रीणातियः सुचरितै पितरं सपुत्रो ।**
**यद्भतुरेव हितमिच्छति तत्कलत्रम् ॥ १२९ ॥**

**અર્થાત**—જે પિતાને હમેશાં સદાચરણો વડે ખુશી કરતો હોય, અને પિતાની બહુ માનપૂર્વક ભક્તિ કરતો હોય, તો તેજ પુત્ર કહેવાય. તેને માટે લોકમાં પણ સામાન્ય રીતે કહેવાય છે કે:—

સારી અસર કરશે—એમ સમજી નીચે દૃષ્ટાંત આપ્યું છે, તે પર લક્ષ આપો.

## (૧૦૨) તૃષ્ણાવાળા જંજાળી શેઠની અપાર ઉપાધિયો.

થોડાં વર્ષ ઉપર એકવાર મુંબાઈ શહેરમાં એક સાધુમહાત્મા પધાર્યા હતા, તે મહાત્માનો ઉપદેશક્રમ શ્રોતાઓને રૂચિકર સુખદ અને કર્ણપ્રિય થયો હતો, તેથી ત્યાં સર્વ શ્રોતાજનોનો જમાવ ઘણો સારો થતો હતો, ને ધર્મનો ઉદ્યોત પણ ઘણો સારો થતો હતો. એ મોહમયીનગરીમાં એક કરોડપતિ શેઠીઓ ભાટીઓ રહેતો હતો. તેને ત્યાં વૈભવવિલાસ અને વભો ઘણોજ હતો. બિચારો તે શેઠ સદા સંસારની જંજાળમાં અને તૃષ્ણાના વેગમાં એવો તો ખુંદી ગયો હતો, એવો તો મોહાસક્ત બન્યો હતો, કે માનવજન્મની કદર કરવાનું ભાન તેને ભાગ્યેજ આવતું હતું. તે તો તે ભલો ને તેના ધંધાધાપાની ધમાલ અને ભજ કલદારનું તેનું ભજન ભલું! આવો અતિ જંજાળી હોવાથી તે બાપડો ઉપરોક્ત મહાત્માનો લોકપ્રિય પવિત્ર ધર્મોપદેશ સાંભળવા પણ જઈ શકતો નહોતો. કેટલાક મુમુક્ષુજનોના કહેવાથી તે મહાત્માને આ વાતની ખબર પડી, ત્યારે તે પરમકરૂણાળુ ને પરહિતપરાયણ મહાત્માએ, મોહાન્ધ બનેલા અને લોભલાલચ તથા મમતાતૃષ્ણાની પ્રચંડ જવાળામાં બળતા, મોહમુદ્ગરનો સતત મારો—પ્રહાર સહેતા તે અકર્મી અભાગિયા ભાટિયા શેઠીયાને, જ્ઞાનફટકો લગાડી અજ્ઞાનાંધકાર દૂર કરી મોહનિદ્રામાંથી જગાડવાનું યોગ્ય સમજી, નિષ્કામવૃત્તિથી તેના જીવાત્માનું હિત કરવાનાજ હેતુથી પ્રેરાઇ, જ્ઞાનાંજનશલાકારૂપ નીચેની સુબોધસુધાવર્ષિણી પત્રિકા તે કરોડપતિ પણ વાસ્તવમાં જ્ઞાનધનરહિત દીનદુ:ખી વ્યામૂઢ વિષયવિષના કિટ—પામર જનપર પાઠવી.

## અતિ જંજાળી શેઠને જ્ઞાની મહાત્માનો જ્ઞાનફટકો.

### રાગ ગઝલ કવ્વાલીનો.

અરે ઓ શેઠ! જંજાળી, રહ્યો શું મોહમાં માલી;
ન જોયું આપ નિહાળી, રહ્યો જડભાવને ઝાલી. ૧
કંઇ કર હિત સંભાળી, પકડને પુણ્યની ડાળી;
કરી માયાજ તેં વા'લી, ગુમાવી જીંદગી ખાલી. ૨
વરસ આ સાઠ તો વિત્યાં, ન ગાઈ ધર્મની ગીતા;
કરી ના આત્મની ચિંતા, પકડશે કાળ ઓચિંતા. ૩

ભ્રમા મા ભ્રાંતિમાં ભુલી, ફસા મા ફંદમાં ફુલી;
હૃદયની ચક્ષુ કર ખુલી, મગજ મુકી ન ખા થુલી. ૪
મળી આ દેહ બહુમુલી, ગયો દેવા વિષે ડુલી;
પકડી તેં પાપની પુળી, કનક મુકી ધમે ધુળી. ૫
મુસાફર બે દિવસનો તું, મુસાફરી બંગલે આવ્યો;
નથી આ બંગલો તારો, વૃથા તું બોલ મા મારો. ૬
કહું છું પ્રેમથી વ્હાલા, હવે લે હાથમાં માળા;
ઉપાધિનાં તજી જાળાં, હૃદયનાં ખોલને તાળાં. ૭
ઉમર આ રાખમાં રોળી, ન જોયું ચિત્તમાં ખોળી;
ગળી તેં ગર્વની ગોળી, ઉદકમાં જીંદગી બોળી. ૮
નથી ઘરબાર આ તારા, નથી સુત દ્રવ્ય ને દારા;
ધરી લે ધર્મના ધારા, કહ્યું મન માની લે મારા. ૯
હવે લે ચિત્તમાં ચેતી, ધરમની ખેડને ખેતી;
શિખામણ હું કહું કેતી, વૃથા તું પીલ મા રેતી. ૧૦
વિનયમુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;
સુબોધે સંત સમજાવે, સમય આવો ફરી નાવે. ૧૧

આ પ્રમાણે તે પ્રવર મહાત્માશ્રીનો અપૂર્વ ઉપદેશથી ભરેલો પ્રેમપત્ર તે શેઠે કોઇ હુંડીની આશાએ સત્વર ફોડી વાંચ્યો–બીજીવાર વાંચ્યો. પછી તે અત્યંત તૃષ્ણા અને જંજાળમાં ડુબી ગયેલો હોવાથી મન સાથે બડબડયો–બોલ્યો કેઃ–અહો ! બાવા હોય તે બીજાને પણ બાવાજ બનાવે ! મહારાજને કાંઇ ખબર છે, કે સંસારમાં કેમ રળાય છે ? કેમ કમાવાય છે ? વેપારો અને વ્યવહારો કેમ ચલાવાય છે ? એમને તો બસ ! એજ રઢ લાગી છે, કે ઝટ અહિં આવો અને અમારા જેવા નવરા બાવા બનો ! પણ તે મહાત્માને એટલી પણ ક્યાંથી ખબર હોય, કે મને જંજાળીને તો હાલ પાણી પીવાની પણ પુરી નવરાશ મળતી નથી ! અરે હું તો હાલ મરવાએ પણ નવરો નથી ! તો મહાત્માની સોબતમાં તે ક્યાંથી જઇ બેસું ? પણ તેમણે મારા ઉપર પત્ર લખ્યો છે, ત્યારે મારે પણ તે મહાત્માને કાંઇક ઉત્તર તો આપવોજ જોઇએ. એમ ધારી જંજાળી શેઠે નીચે પ્રમાણે પત્ર લખ્યો–કહો કે તે મહાત્માશ્રીની સુબોધપત્રિકાનો ઉલટો પ્રત્યુત્તરજ આપ્યો !

## એક જંજાળી જીવડાની તૃષ્ણાનું પ્રાબલ્ય.

### રાગ મરસીયાનો.

હેંડબીલ તમારૂં મેં સાંભળ્યું, મળ્યું મોક્ષપુરીનું બારૂં;
હજી નથી કશી નવરાશ !
ગુરૂરાજ મારા ! ઘડપણમાં ગોવિંદ ગાશું. ટેક. ૧

મોટો છોકરો વિલાયત ગયો છે, નાનો છોકરો જુગારી થયો છે;
એવો ધમરોળ ચાલી રહ્યો છે. ગુરૂરાજ મારા૦ ૨

સાઠ લાખની પુંજીમાં શું કરીએ ? સાઠ અબજ જ્યારે ઘેર ભરીએ;
ત્યારે કાંઈક શાંતિ મન ધરીએ. ગુરૂરાજ મારા૦ ૩

યુરોપ આફ્રીકા સુધી વિચરશું, આસ્ટ્રેલીઆનું સોનું સંઘરશું;
અમેરીકાની લક્ષ્મી લાવી ભરશું. ગુરૂરાજ મારા૦ ૪

હજી થાશું હજાર મીલવાળા, ઘરે બાંધવા છે બારસે માળા;
તેમાં ક્યાંથી ફેરવીએ માળા ? ગુરૂરાજ મારા૦ ૫

નાતજાતના સુધારા કરવા છે, હજી કંઈકનાં ભુંડાં કરવાં છે;
તેમાં કોની અમારે પરવા છે. ગુરૂરાજ મારા૦ ૬

થઈ સાઠ વર્ષની ઉમર અમારી, તે શું આંખે ચડી છે તમારી,
હજી પરણવી છે નવી નારી. ગુરૂરાજ મારા૦ ૭

નાતજાતના કરશું સુધારા, હજી થાશું અબજ ધનવાળા;
પછી સુખે ફેરવશું માળા. ગુરૂરાજ મારા૦ ૮

કર જોડી કવિજન કહે છે, જે જન તૃષ્ણાનદીને તરે છે,
તે મોક્ષપુરીને વરે છે. ગુરૂરાજ મારા૦ ૯

આ પ્રમાણે શેઠે પત્ર લખી કવરમાં બીડી પોસ્ટ કર્યો, તે મહાત્માશ્રીને પહોંચી ગયો. મહાત્માશ્રી તે પત્ર ફોડી વાંચતાં આશ્ચર્યસાગરમાં ડુબી જઇ–અચંબો પામી બોલ્યા કે:—વાહ ! જગતમાં તૃષ્ણા–દેવીનું પણ કેવું જબ્બર પ્રાબલ્ય છે ? અહો ! આવા બિચારાઓ મુગ્ધ પામર પ્રાણીઓનું પરલોકમાં શું થશે ? તેઓનું જીવન પ્રાયે કરીને જગતમાં પશુ જેવુંજ છે.

એમ અનેક પ્રાણીઓ સદ્ગુરૂના શરણ વિના જ્ઞાન—ભાસ્કરના પ્રકાશને અભાવે દુર્ગતિગામી બન્યા છે. આવા મનુષ્યો ભલે કદાચ

પૂર્વ પુણ્યોદયે ધન ધાન્ય ને ધરાના ધણી અને સુખી હોય, તો પણ તે જીવતે મુવા જેવાજ છે. ( ૮૯ )

रतिपति रतिरक्तं मानसं मानुषाणां ।
क्षितिपति वर ! यावद् विद्यते हंतता वत् ॥
न विशति हितवाक्यं शुभ्रमप्येवत स्मिन् ।
गगनमणि मयुखा स्फाटिके पंकमग्ने ॥९०॥

અર્થ—હે ક્ષિતિપતિ મહારાજ ! આ દુનિયામાં જ્યાં સુધી મનુષ્યોનું મન સ્ત્રીના સુખમાં આસક્ત–લુબ્ધ છે, ત્યાં સુધી તેના હૃદયમાં નિર્મળ હિતોપદેશનો અંશ પણ પ્રવેશ કરી શકતો નથી. જેમ કાદવકીચડમાં ખુંચી ગયેલા સ્ફટિકમણિમાં ચંદ્રનાં કિરણો પડી શકતાં નથી, તેમ વિષયી મનુષ્યોને પણ ધર્મોપદેશ રૂચતો કે લાગતો નથી. ( ૯૦ )

ભાવાર્થ—આ દુનિયામાં મોટામાં મોટું દુઃખ અને મોટામાં મોટું ગાઢ બંધન કહીએ, તો વિષયાસક્તિજ છે.

बद्धो हि कोयो ? विषयानुरक्तः । कोवास्ति मुक्तो? विषय विरक्तः !
को वास्ति घोरो नरकः? स्वदेह।तृष्णाक्षयः स्वर्गपदं किमस्ति ?१९१

અર્થ—બંધાયલો કોણ ? વિષયભોગમાં આસક્ત–પ્રીતિવાળો છે તે. મુક્ત કોણ ? વિષયભોગથી વિરક્ત–વિષયોમાં અરૂચિ ને ઘૃણાવાળો. ઘોર નરક ક્યું ? મળમૂત્રાદિથી ભરેલી ગંદી દેહ આ શરીર. સ્વર્ગપ્રાપ્તિ શાથી થાય ? તૃષ્ણાનો નાશ ને વાસનાનો ક્ષય થાય ત્યારે.

પ્રશ્નોત્તર મણિરત્નમાલાનો આ બીજો શ્લોક છે, તેમાં મુમુક્ષુ શિષ્યે પૂછવાથી કૃપાળુ ગુરુએ તેના મનનું સમાધાન કરવા ઘટતા જવાબ આપ્યા છે. તે સુખેચ્છુને મનનીય અને વિચારણીય છે.

વિષયને વિષે પ્રીતિ–અનુરાગીપણું એ મોટું બંધન તથા ન નિવારી શકાય એવું ભારે દુઃખ છે. વિષયની વાસના–લાલસા એટલી તો પ્રબળ પ્રતાપ બતાવે છે, કે એકદમ મનુષ્યને બેભાન બનાવી દે છે. વિષયાસક્તિ પાંચ પ્રકારની છે, તેમાં સ્ત્રીની વિષયાસક્તિ તો અનિવાર્ય દુઃખોની પ્રાપ્તિ કરાવનારી છે. સ્ત્રીવિષયાસક્તિએ એવી તો પ્રબળ વિચિત્ર શક્તિથી આ સમસ્ત ભૂલોક વશ કર્યો છે, કે તેના પ્રબળ પંજામાં પકડાએલો પ્રાણી–પુરૂષ ભાગ્યેજ વિમુક્ત થઇ શકે છે. ભવભ્રમણનું મુખ્ય કેન્દ્ર મધ્યબિંદુ પણ તેજ છે. એ દુષ્ટા રાક્ષસીએ મોક્ષમાર્ગમાં પ્રવૃત થયેલા અનેક યોગીન્દ્ર મહાત્માઓને પણ પટકી પાડી પછાડયા છે, મોટા મોટા છત્રપતિ સાર્વભૌમ મહારાજાઓને પણ રસ્તાના ભિખારી બનાવી વિકટ વિપત્તિસાગરમાં હડસેલી દીધા છે, કેટલાએક તો તેને માટે મોટાં મોટાં રણસંગ્રામોમાં રમી—લડી લાખો મનુષ્યોને માર્યા છે, અને પોતે પણ મરાણા છે. કહ્યું છે કેઃ–

ઇંદ્રિવિજય છંદ.

**કામની કારણ રાવણનાં રણ–માહિ મનોહર શીર કપાણા,**<br>
**કામિની કારણ રાય પદ્મોતેર, આહિ અનેક ભૂપાલ મરાણા;**<br>
**કામની પ્રિત પતંગ ખરેખર, આખર દુઃખ તણો નહિ આરો,**<br>
**વદે મુનિ વિનયચંદ ધરીને—ઉમંગ અનંગ પ્રસંગ નિવારો.૪૨૮**

વળી મન સ્ત્રીમાં આસક્ત હોય ત્યાં સુધી તેને કોઇ પ્રકારનો ધર્મબોધ પણ લાગુ પડતો નથી, કારણ કે વિશ્વમાં વિષય સમાન એકે મહાવ્યાધિ નથી. તે વિષે કહ્યું છે કેઃ—

**नास्ति कामसमोव्याधि र्नास्ति मोहसमोरिपुः ॥**<br>
**नास्ति क्रोधसमोवह्नि र्नास्ति ज्ञानात्परंसुखम् ॥ १९२ ॥**<br>
**अनंगाग्नि धूमांधकारेणकामी । न जानातिसाधुं कुसाधुं च किंचित् ॥**<br>
**न जानाति मार्गकुमार्गं च किंचिंत् ।**<br>
**न जानाति कार्यंकुकार्यं च किंचिंत् ॥ १९३ ॥**

**અર્થાત**—કામ સમાન એકે મહાવ્યાધિ નથી, મોહ સમાન એકે શત્રુ નથી, અને જ્ઞાન સમાન એકે પરમસુખ નથી. વળી અનંગ રૂપી અગ્નિના ધુમાડાથી જે કામાંધની ચક્ષુઓ બંધ થઇ ગયેલી છે એવો કામી મનુષ્ય આ સાધુ છે કે કુસાધુ છે? આ કાર્ય છે કે અકાર્ય છે

આ ઉત્તમ માર્ગ છે કે કનિષ્ટ માર્ગ છે એમાંનું કાંઈ પણ દેખી કે સમજી શકતો નથી. કારણ કે શાસ્ત્રમાં નીચે જણાવેલા પુરૂષોને છતી આંખે આંધળા કહેલા છે, તે બાપડા આંખો હોવા છતાંપિ જોઈ શકતા નથી.

**न पश्यति जन्मांधः। कामांधो नैव पश्यंति ॥**
**न पश्यति मदोन्मत्तो। रागी दोषो न पश्यति ॥ १९४ ॥**
**किं विध या किं तपसा। किं योगेन श्रुतेन वै ॥**
**किं विविक्ते न मौनेनं। स्त्रीभिर्यस्य मनो हृतम् ॥ १९५ ॥**

**અર્થાત**—આ જગતમાં જન્માંધ તો કાંઇ દેખી શકતો નથી, કામાંધ એટલે વિષયમાં અંધ બનેલો પણ કાંઇ જોઈ શકતો નથી, વળી મદોન્મત્ત એટલે મહા ગર્વિષ્ટ અભિમાની પુરૂષ પણ કાંઈ જોઇ શકતો નથી, તેમ રાગી મનુષ્ય પણ કાંઈ ગુણદોષ જોતો નથી. જેના હૃદયમાં સ્ત્રીની ભોગલાલસા ખડી થાય છે; તેને ગમે તેટલી વિદ્યા, મહાન તપશ્ચર્યા, તથા ગમે તેટલાં શાસ્ત્રો ભણવાથી એ શું? અથવા ગમે તેટલી યોગ્યતા હોવાથી પણ શું? અર્થાત કાંઇ જ નહિ. આ દુનિયામાં દરેક વસ્તુ જીતવી સહેલ છે, પણ મદન–કામદેવને જીતવોજ ઘણો કઠણ છે. મોક્ષમાર્ગે જનારા મનુષ્યોને અટકાવનાર–ખાળનાર પણ એજ અનંગ છે. તે વિષે કહ્યું છે કેઃ—

**દુહો—એક કંચન દુજી કામની, જગમાં દો તલવાર;**
**જાતા થા પ્રભુ મીલનકુ, પણ બિચમે ખાયા માર. ૪૨૯**

મતલબ એ છે કે કંચન અને કામિની એ બેજ મોટી તલવારો છે. મોક્ષમાર્ગમાં બન્ને અંતરાય રૂપ થઈ આડી પડેલી છે. મનુષ્યોને પ્રભુને મળવા જતાં એ બે તલવારોમાંથી એકાદ તો ભાગ્યેજ વાગ્યા વિના રહે છે. અને જે શૂર નર એ તિક્ષ્ણ તલવારના ઝપાટામાં ન આવતાં બચી જાય છે, તે અવશ્ય પ્રભુપદને પામે છે. વળી આ દુનિયામાં મોટી મોટી તપશ્ચર્યા કરવી સહેલ છે, મોટા પહાડોની ગહન ગુફામાં પ્રવેશ કરી તેમાં નિવાસ કરવો સહેલ છે, સૂર્યની આતાપનાઓ તપવી સહેલ છે, મોટા મહાસાગરને બે ભુજાએ કરી તરવો સહેલ છે, મદોન્મત હસ્તીઓની સંગાતે યુદ્ધ કરવું સહેલ છે, મોટા વિકરાળ કેસરી સિંહના મુખમાં હાથ ઘાલવો સહેલ છે, કોઇ પ્રબળ વિદ્યાથી ગગનમાર્ગે ઉડવું પણ સહેલ છે; તથા તિક્ષ્ણ કાંટા ઉપર

પથારી કરી સુઈ રહેવું, તથા કેશનો લોચ કરવો, ભિક્ષા માગી લુખ્ખું નીરસ એક વાર જમવું તે પણ સહેલ છે, વગેરે દુનિયા ઉપર અ-ધરામાંઅધરી અસાધ્ય વસ્તુ હોય, તો તે પણ હંમેશના ઉદ્યમે કરીને અથવા મંત્રાદિકના પ્રયોગો ને પ્રયાસે કરીને, અથવા કોઇ દેવાદિકની સહાયતાથી સાધ્ય ન હોય તો પણ તે સાધી શકાય છે, મહાકઠિન હો-ય તે પણ સહેલથી મેળવાય છે, પણ એક કામદેવને-વિષયવિકારને જીતવોજ મહામુશ્કિલ-કઠણ કામ છે; જેણે કામને જીત્યો તેણે સર્વ જીત્યું સમજવું. મોક્ષસુખની પ્રાપ્તિ માટે ગમે તેટલી અસહ્ય ઘોર તપ-શ્ચર્યા વગેરે આકરી ક્રિયાઓ ભલે કરવામાં આવે, પણ જો કંચન અને કામિનીનો ત્યાગ ન થયો હોય, તો તે સર્વ રાખોડીમાં ઘી હોમવા તથા ક્ષાર ભૂમિમાં ખાંતે કરી બી વાવવા જેવુંજ છે. તેને માટે કહ્યું છે કેઃ—

તોટક છંદ.

કદિ મૌન ધરો વનવાસી ફરો,
　　શિર તાપ આદિ બહુ કષ્ટ કરો;
ઉપવાસ કરો શીરલોચ કરો,
　　ગિરીગહવરમાં જઇ ધ્યાન ધરો;
દિગવસ્ત્ર ધરી એકભુક્ત કરો,
　　પદચારી બની ભૂતળે વિચરો;
મુનિ વિનય કંચન-કામિનીના,
　　પરિહાર વિના ન કદાપિ તરો. ૪૩૦

માટે આ દુનિયામાં તેનેજ ધન્ય છે! તેજ અહોનિશ પૂજવા યોગ્ય છે, તથા વંદન કરવા યોગ્ય છે, કે જેણે સર્વથા સ્ત્રીસંગનો પરિહાર કરી પવિત્ર બ્રહ્મચર્યવ્રત ધારણ કરેલું છે, વળી જેઓનાં હૃદયો સ્ત્રીના તિક્ષ્ણ કટાક્ષરૂપી બાણોથી વિંધાયલાં નથી, તેના હાવ-ભાવમાં મોહિત થયેલ નથી, જગતની સર્વ માનિનીને માતા પુત્રી તથા ભગિની સમાન જેઓ જાણે છે, તે બે પગ વાળો પુરૂષ છતાંપિ તેને પુરૂષોત્તમ ભગવાનજ માનવો—એમ શાસ્ત્ર પ્રમાણ સિદ્ધ કરે છે. તેને માટે કહ્યું છે કેઃ—

દુહા.

નિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ટની પુતળી, તે ભગવાન સમાન. ૪૩૧

આ સઘળા સંસારમાં, રમણી નાયક રૂપ;
તે ત્યાગે ત્યાગ્યું બધું, કેવળ શોક સ્વરૂપ. ૪૩૨
એક વિષયને જીતતાં, જીત્યો સહુ સંસાર;
નરપતિ જીતતાં જીતીએ, દળ પુરને અધિકાર. ૪૩૩
વિષય રૂપ અંકુરથી, ટળે જ્ઞાન ને ધ્યાન;
લેશ મદિરાપાનથી, છાકે જેમ અજ્ઞાન. ૪૩૪
જે નવ વાડ વિશુધ્ધથી, ધરે શિયળ સુખદાય;
ભવ તેનો પછી નવ રહે તત્વ વચન એ ભાય. ૪૩૫
સુંદર શીયળ સુરત, મન વાણી ને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ સુખ લહે તેહ. ૪૩૬
પાત્ર વિના વસ્તુ ના રહે, પાત્રે આત્મિકદાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિ માન. ૪૩૭

વળી શાસ્ત્રકારોએ અધિકારી થવાને માટે પણ વૃત્તિની નિર્મળતા જણાવી છે. કારણ કે જેનું મન મેલું તેનું સર્વ કંઇ મેલું ! કામો ભલે લોક–દૃષ્ટિમાં ઉજળાં જણાતાં હોય, પણ જેની મનોવૃત્તિઓ સદાય મલિન હોય, તો તેનાં કામો બહુધા ફલદાયક નિવડતાં નથી; પછી ભલે તે સંસારી હોય કે સાધુ હોય ! નીચલા શ્લોકમાં કહેલી ત્રણ બાબતો ન હોય, તો તે શ્રાવકપદને કે સાધુપદને લાયક હોઇ શકતોજ નથી. તો પછી મોક્ષપદને લાયક તો બનેજ ક્યાંથી ?

मातृवत् परदारेषु । परद्रव्येषु लोष्टवत् ॥
आत्मवत्सर्वभूतेषु । य पश्यति स पश्यति ॥ १९६ ॥

અર્થાત—જે મનુષ્ય પરસ્ત્રીને માતા સમાન, પરદ્રવ્યને ધુળનાં ઢેફાં બરાબર, તથા જગતના સર્વ જીવોને પોતાના આત્માતુલ્ય જુવે છે; તેજ આ દુનિયામાં સદા દેખતો છે. આમાં ઉપરનાં બે પદમાં સાધુને માટે સર્વથા શબ્દો સમજવા. તેવાજ પુરૂષ મોક્ષમાર્ગના અધિકારી છે, કારણ કે આ ત્રણ વાક્યો એવાં તો દૃઢતા–મજબુતી દર્શાવનારાં છે, કે એ ત્રણ વિના સર્વ આળપંપાળ છે. નાના પ્રકારના વ્રતોની કપરી કષ્ટ ક્રિયાઓ ભલે કરે, પણ જો પરનારી સંગ ન તજે તો તેને લાભ તો નહિ મળે, પણ ઉલટો લોકોમાં ચવાઇ હલકો પડે છે, લાજ આબરૂ ઘટે છે, અપયશ ગવાય છે. સાધુ થઇ અનેક કષ્ટક્રિયાઓ ભલે કરતો હોય, પણ ચોથા વ્રત સંબંધી અનેક ગોટાળા ચલાવે તો

તે મુનિ નહિ પણ ખૂની છે, સાધુ નહિ પણ અસાધુજ છે, ત્યાગી નહિ પણ ભોગી અને યોગી નહિ પણ રોગી છે. બિચારા ભોળા લોકોને પાપપાશમાં ન પડવાનો ધર્મોપદેશ દેતા હોય, અને પોતાના સંબંધમાં તો પ્રપંચોનો પાર ન હોય! લોકોને કર્મના અચળ કાયદા દેખાડતા હોય, પણ પોતે તેથી લગાર પણ ડરતા ન હોય, તો તેથી કલ્યાણ કોનું થવાનું? જરૂર જેનાં જીવનચરિત્રો વિશુદ્ધ અને નિષ્કલંકી છે, તેજ મહાપુરૂષોની ઉપદેશશ્રેણી શ્રોતાઓના હૃદયોમાં અસરકારક નીવડે છે. તે વિષે કહ્યું છે કેઃ—

**મનહર છંદ.**

**બન્યો જોગીરાજ પણ થયું નહિ કાંઇ કાજ,**
**કામિનીકનકમાંજ દીલ તો ડુબાય છે;**
**મોટા તો કરે અવાજ, બોધના સમયમાંજ,**
**ભામિની ભણાવા કાજ, ભ્રમમાં ભમાય છે;**
**મસ્તક મુંડાણું પણ, મન ન મુંડાણું,**
**ભ્રમણામાં ભરમાણું, ટાણું અમુલ્ય ગુમાય છે;**
**વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ!**
**એવું જોગીપણું, જગ માંહિ લજવાય છે. ૪૩૮**
**ભભક ભરેલાં ભલાં, ભાષણો તો ભાખે પણ,**
**નિજ મન રાખે એક કામિની—કનકમાં;**
**ગુરૂ બની વાળે ગોટા, પડયા ત્યાગી તણા તોટા,**
**વધ્યા બહુ ખોટા, ખરેખર આ ખલકમાં;**
**બને ભામિનીના રાગી, નહિ ભાવના વૈરાગી,**
**કરે વાતો વિતરાગી, ત્યાગી નામ દે મુલકમાં;**
**વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ!**
**એવા જોગીરાજ કેમ, તારશે તોરિંગમાં? ૪૩૯**

મતલબ કે સાધુતા વિનાનું સાધુપણું, શ્રાવકત્વ વિનાનું શ્રાવકપણું સંસારમાંથી કદી તારનાર નથી. અનંતવાર આ જીવાત્માએ એવું સાધુપણું અને શ્રાવકપણું લીધું, તથા મેરૂપર્વત જેવડા મુહપત્તિ તથા રજોહરણના ઢગલા કીધા, પણ હજી સુધી આત્મસિદ્ધિ થઈ નહિ, તેનું કારણ એજ છે; કે આપણામાં મોહમમતાની પ્રબળતા, કંચન કામિનીમાં આસક્તિ, અણુવ્રત હોય કે મહાવ્રત હોય, પણ તેમાં એક

ચોથું વ્રત ચોખ્ખું હોય, તો પાંચે ચોખ્ખાં રહી શકે છે. ચોથા બ્રહ્મચર્યવ્રતની ખામી હોય, તો પાંચેમાં ખામી આવે છે—એમ સમજવું. તે વિષે કહ્યું છે કેઃ— દુહા.

> એક છે ત્યાં પંચ છે, એક નહિ નહિ પંચ;
> નહિ અણુવ્રત મહાવ્રત, એહ બધો પરપંચ. ૪૪૦
> સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન;
> ઉનકુ ન મીલે ભગવાન તો તુલસીદાસ જમાન. ૪૪૧

માટે કામદેવ જેવો એકે મોટો પ્રબળ હરિફ ને અરિ નથી. વળી તે મોટી અગ્નિરૂપ છે, જેનાં હૃદયમાં એ કામરૂપી અગ્નિ સળગે છે, તે સદા શેકાય છે—તરફડે છે અને બેચેન રહી ઘણોજ હેરાન થાયછે. વળી વિષયાંધ માણુસના હૃદયમાં દયા રહેતી નથી. પોતાના સ્વાર્થને માટે પાપી વિષયલંપટ સામાના પ્રાણુ પણુ લેછે. ચુલણુરાણી વિષયમાં અંધ બની પોતાના પેટના સગા પુત્ર બ્રહ્મદત્તનો પ્રાણુ લેવાને તત્પર થઇ, સુરીકાંતાએ પોતાના પ્રાણુપતિ નિરપરાધિ પ્રદેશી રાજાનો પ્રાણુ લીધો. અહાહા ! સ્ત્રીને માટે દરેક પુરૂષ મરી ફીટે છે—પીડામાં પડે છે, તથા તેને માટે ઘણીજાતનાં અનેક આકરાં ને અસહ્ય દુઃખ વેઠે છે. પણુ આ જગતમાં સ્ત્રી કોની થઇ છે ? કોઇની નહિ. તે વિષે કહ્યું છે કેઃ–

> अचलाकमला कस्य ? कस्य मित्रं महीपतिः ? ।
> शरीरंच स्थिरं कस्य ? कस्य वश्या वरांगना ? ॥१९७॥

અર્થાત—લક્ષ્મી કોના ઘરમાં અચળ થઇને વસેલી છે ? અને રાજા કોનો મિત્ર થયો છે ? શરીર કોનું સ્થિર રહ્યું છે ? તથા સ્ત્રી કોને વશ રહી છે ? સ્ત્રીઓનાં રહસ્યમય ગૂઢ ચરિત્ર અનેક છે, પોતે ધારે તો કઠણુમાંકઠણુ કાર્ય સિદ્ધ કર્યા વિના રહે નહિ ! તે પોતાના કોમળ વચનથી અને વ્યલીક હાવભાવથી ફસાવી પુરૂષને વશ કરી યથેચ્છ વર્તે છે ! પુરૂષ પણુ વિષયમાં અંધ બની તેનેજ સર્વસ્વ જાુવે છે સમજે છે ને તે કહે તેમ કરે છે, તેને માટે મહા અનર્થકારી કાર્યો પણુ કરે છે; તે વિષે કહ્યું છે કેઃ—

> अकृत्यं मन्यते कृत्यमगम्यं मन्यते सुगम् ॥
> अभक्ष्यं मन्यते भक्ष्यं । स्त्रीवाक्प्रेरितो नरः ॥१९८॥

અર્થાત—સ્ત્રીના પ્રેમ વચનથી પ્રેરાયલો વિષયાંધ કામી માણુસ

અકૃત્ય હોય તેને કૃત્ય માને છે, અગમ્ય હોય તેને ગમ્ય માને છે, અભક્ષ હોય તેને ભક્ષ માને છે. દાખલા તરીકે એક પદ્માવતીના વચનથી દોરાઇ હાર તથા હાથીને માટે કોણિકરાજાએ પોતાના સગા સહોદર વેલ અને બ્યાસની સાથે મોટો રણસંગ્રામ માંડયો,અને એ મહા-યુદ્ધમાં એક ક્રોડ ને એંસી લાખ માણસની ઘાત થઇ. વળી તે સંહારક લડાઇનો અંત આણવા કુળવાળુઆ સાધુને કપટશ્રાવિકા બની કોણિકરાજાની વેશ્યાએ ભ્રષ્ટ કર્યો. તે સાધુ મહાતપસ્વી હતો, સદા વનવાસી હતો, છતાં પ્રપંચી હાવભાવમાં પડયો ફસાયો અને વેશ્યાએ પોતાને આધિન કર્યો. એમ માયામોહિની-મૂર્તિ સ્ત્રીઓએ ઘણાઘણા મહાત્માઓને સંયમમાર્ગથી ભ્રષ્ટ કરી પટકી પાડયા છે! અષાઢભુતિ અણગાર કે જેને નટપુત્રીઓએ વશ કર્યો ને છેવટ પોતાને ઘેર કાયમ રાખવાનો પ્રયાસ સફળ કર્યો, પણ સદ્‍ભાગ્યના ઉદયે ગુરૂઆજ્ઞાનો બોજો માથે લીધો. ગુરૂની આજ્ઞા લેઇ જરૂર આવીશ એમ કહી ગુરૂ સમીપે આવી તે યુવતી નટીઓને ઘેર જવાનો દૃઢ નિશ્ચય જણાવ્યો. ત્યારે ગુરૂએ ઘણીઘણી રીતે સમજાવ્યો પણ તેને બોધ ન લાગ્યો! જેનાં હૃદય અને કાન સાબુત હોય તેનેજ બોધવચનો ઉપયોગી થાય છે, બીજાને શ્રવણમાં ઉદકબિંદુની માફક શલ ઉત્પન્ન કરે છે અને હૈયામાં સાલેછે: આ પુરૂષના સંબંધમાં પણ અત્યારે તેમજ થયું. મન સાથે ગુરૂએ વિચાર્યું કે, અહો! જે મુનિ અનેક શાસ્ત્રોથી વૈરાગ્યરંગમાં રંગાયલો હતો, તે અત્યારે સ્ત્રીના વિષયરંગમાં રંગાઇ કેવાં વિપરીત વચનો ઉચ્ચારે છે? કયાં ગયો તેનો અપૂર્વ જ્ઞાનાભ્યાસ? કયાં ગઇ તેની સમાધી? ક્યાં ગયો તેનો વૈરાગ્ય રંગ? જેના હૃદયમાં નવોઢા નારીએ વાસ કર્યો, તેને તો તે સર્વ હવાની માફક કયાંઇ ઉડી જાય છે કે પત્તો નહિ! ગુરૂ કહે છેઃ—હે શિષ્ય! અચાનક આ તને શું થયું? તારા વિચારો આમ તદ્દન કેમ પલટાઇ-બદલાઇ ગયા? એ કામિનીની મોહિનીએ તારૂં હૃદયચક્ર તદ્દન ફેરવી-ઉલટાવી નાંખ્યું છે તે વિષે કહ્યું છે કેઃ— તોટક છંદ.

द्विजराजमुखी गजराजगति-
स्तरुराज विराजित जंघतटी ॥
यदि सा दयिता हृदये वसति ।
क्व जपः क्व तपः क्व समाधि रिति? ॥ १९९ ॥

**અર્થાત**—ચંદ્ર સમાન મુખવાળી–ચંદ્રમુખી, ગજસમાન ગતિવાળી ગજગામિની, સુંદર કટીવાળી, કદળી સ્થંભજેવી જંઘાવાળી એવી નવયૌવના સ્ત્રીએ જેના ચિત્તમાં પ્રવેશ કર્યો; એટલે તેને તપ, જપ. સમાધિ એ સર્વ વૃથા છે. કારણકે પછી તેને તપે શું ? જપે શું ? અને સમાધિ પણ શું ? અર્થાત્ તેમાંનું કશું તેને રહેતું નથી ! વળી હે શિષ્ય ! જરૂર યાદ રાખજે, કે સ્ત્રીઓ હળાહળ ઝેરની ભરેલી ઝોળી ને વિષનીવેલ્લી છે, કુડકપટની કોથળી છે, સ્વાર્થનીજ સગી છે, તે ફરે તો પ્રાણ લેવાં પણ ચુકે નહિ. મોક્ષપંથના પ્રવાસીને તે ખરેખર પરિપંથીની પીડારૂપ છે. તેના સંગે કરી પાછળથી પ્રાણીયોને બહુ પસ્તાવું પડે છે. તે નરકની ખાણ છે ! તેને તો કામીપુરૂષેજ વખાણી છે, પણ જ્ઞાનીઓએ તો દુઃખરૂપેજ જાણી છે. તે વિષે મહાત્માશ્રી મસ્તરામે કહ્યું છે કેઃ—

**ચોપાઈ.**

**નારી જાણો નરકનો સાજ, અંતરમે વિષયની દાજ;**
**ઘુંઘટ તાણે લોકની લાજ, બિગાડયો મુક્તિનો કાજ. ૪૪૨**
**નારી જાણો નરકની ખાણી, ઓહી રહ્યાછે સઘળા પ્રાણી;**
**નિશ્ચે કરે મુક્તિની હાણી, મસ્તરામની સુણજો વાણી.**
**એક જગતમેં દેખી નારી, બિગાડયો તેણે બ્રહ્મચારી; ૪૪૩**
**નરકે તો પહોંચી ગઈ નારી, ભેગો તો લેઇ ગઇ બ્રહ્મચારી.**

આવાં આવાં અનેક બોધવચનો કહ્યાં, અને દૃષ્ટાંતો પણ ઘણાં આપ્યાં, પણ તે સર્વે મુડદાની માવજત કર્યા બરોબર નિષ્ફળ ગયાં ! છેવટે તેના ભલાને માટે અગમચેતીથી જ્ઞાની ગુરૂએ ઉન્નતિની એક કુંચી બતાવી કેઃ–" તેના ઘરમાં મદિરા અને માંસ ન દેખે તો રહેજે, અને જે દિવસે તું તેના ઘરમાં તે મદ્યમાંસ એ વસ્તુ દેખે, એટલે તું તુરતજ તેનો ત્યાગ કરજે–તજી દેજે." ગુરૂવચન બહુ માનપૂર્વક સ્વિકારી સ્વકાર્યસિદ્ધિ માટે તે આનંદભેર ચાલ્યો. ગુરૂવચન પ્રમાણે બાર વરસ ત્યાં રહ્યો, પછી એકદા ત્યાં માંસ દારૂ દીઠાથી તે નટીઓને તજી દેઇ સદ્ગુરૂનું શરણું પુનઃ ગ્રહ્યું, અને સર્વજ્ઞ થઈ સુખી થયા.

એમ સ્ત્રીના પ્રસંગથી અનેક ત્યાગી અને રાગી તથા યોગી ને ભોગી મહાવિટંબણામાં આવી પડી અકાળે મરણશરણ થઇ અધોગામી થયા છે. નમીરાજાની માતા સતી મદનરેખાના રૂપ માધુર્યથી મોહિત થયેલો મણીરથ રાજા દુષ્ટ થયો હતો, પોતાના લઘુબંધુની પત્ની તો

પુત્રી સમ હોય, એવો વિચાર દૂષિત કલુષિત હૃદયના કામાંધ રાજાને ક્યાંથી આવે ? કામી નરો તો રૂપને જુવે છે ! સગપણને, દયાને, લજ્જાને ધર્મને કર્તવ્યને કે પરલોકના ડરને જોતાજ નથી; તે તો પોતાની દુષ્ટ કામના, મનોવાંચ્છના લાલસા અને વાસના સિદ્ધ થયેલીજ જોવાનેજ આતુર રહે છે; અને પોતાની કાર્યસિદ્ધિ માટે મહાજુલમ પણ કરે છે. મદનરેખાની પ્રાપ્તી માટે દુષ્ટ મણીરથે નિરપરાધી લઘુબંધુને ઠાર માર્યો. અહાહા ! કામદેવ અનંગ છતાં કેવો બળવાન છે ? નિર્દય છે, કરપીણુ છે, નિર્લજ છે. તેને આધિન થયેલાં નરનારીઓ કેવાં બેહાલ સ્થિતિમાં આવી જાય છે ? મદન–મન્મથ જેને વળગ્યો તેનું તો સર્વ નાશ થાય છે, એ કામાંધ મણીરથ રાજાએ પોતાનો દુષ્ટ પ્રયાસ સફળ અને હેતુ ફળિભૂત થયો માન્યો, અને મન સાથે બડબડયો કેઃ—બસ ! કામ સિદ્ધ થયું ! નડતી આડખિલી–ડખલ ગઇ, હવે નિરાધાર બનેલી પ્રિય મદનરેખાને હું નિરાતે ભોગવીશ ! પણ **पापी पापेन पच्यते ॥** કર્યાં કર્મો પહોંચ્યા વિના રહેતાં નથી, કર્મનાં ફળ તેજ ભવે કે પછી પરભવે મળેજ છે. હા દૈવ ! તે દુષ્ટ કામાંધ રાજા કેદ પકડાયો, મહા ભયંકર સર્પથી કરડાયો. અને અકાળે વિષયવાસનામાંજ મરાયો ! મદનરેખા સગર્ભા છતાં શિયળભંગના ડરથી સતીત્વરક્ષાર્થે નાશી ગઇ, પોતે સતી નારી હતી, "પ્રાણ ભલે જાય, પણ શિયળ ભંગ તો નજ થાય " એ સિદ્ધાંત–મુદ્રાલેખ તેના હૃદયમાં ઉંડો કોતરાઇ રહેલો હતો. કારણકે શિયળવ્રત રત્નચિંતામણી સમાન છે.ચિંતામણી સદ્‌ભાગ્યના ઉદય વિના કોઇને મળતો નથી,તેમ શિયળવ્રત પણ સદ્‌ભાગ્યનો ઉદય હોય તોજ અખંડ પાળી શકાય છે. કારણકે તે વિષે કહ્યું છે કેઃ—

છપય છંદ-

**પરનારીનો સંગ તજો તમે ઉત્તમ પ્રાણી,**<br>
**શિયળ પાળો નિર્મળુ આતમહિત જાણી;**<br>
**પરનારીના સંગ થકી, તમે નિરધન થાશો,**<br>
**આ ભવ દંડે રાજ્ય, પરભવ નરકે જાશો;**<br>
**એવું જાણી પ્રાણીઆ, પાળો શિયળવ્રત સોહામણો.**<br>
**પ્રકાસિંગ વાણી વદે એ મહિમા ચોથા વ્રત તણો. ૪૪**

**અર્થાતઃ**—ચોથા વ્રતનો મહિમા ઘણો ઉત્તમ પ્રકારે વર્ણવ્યો

છે, તેને ખંડન કરનારા બહુ પ્રકારે દુઃખને પાત્ર બને છે. રાવણ, પદ્મોતર, કીચક, દુર્યોધન વગેરે પુરાતની કાળમાં ઘણા છત્રપતિ રાજાઓ વિષયલંપટ થવાથી તે કામી હરામી પાપી મહાદુઃખી થઇ ભુંડી રીતે કમોતે મુવા છે. અને પોતાનાં રાજ્યપાટ હારી બેઠા છે. વળી આધુનિક કાળમાં કરણઘેલો, મલ્હારરાવ ગાયકવાડ વગેરે પણ ઘણા પુરૂષોને કામી થઇ વિષય વહાલો કરવા માટે રાજપાટ ખોવાં પડયાં છે, જગતમાં અપયશનું મહાકલંક લાગ્યું બદનામી આવી ને નામોશિનું મોટું નગારૂં વાગ્યું છે. હવે તે સંબંધી એક દૃષ્ટાંત આપે છે.

## (૧૦૨) કામી હરામી લલિતાંગકુમારની બદનામીની વાત.

કોઇ એક નગરમાં લલિતાંગ નામે શ્રેષ્ઠીપુત્ર હતો, ઘરમાં લક્ષ્મી અઢળક-ઘણી હતી, તેથી તે મનમાં ધનમદ ઘણો રાખતો, કે મારા જેવો ને મારા જેટલો કોઇ શ્રીમંત સુખી નથી! વળી માથે માતાપિતા હોવાથી પોતે નફકરો-નચિન્ત હતો. તેના મનમાં અભિમાનનો પાર ન હતો! એક તો ઉત્તમ કુળનું અભિમાન, બીજું ધનનો મદ, ત્રીજું જુવાનીનો તોર, રૂપનું ગુમાન અને મોટાઇની મગરૂરી, એટલે જ્યાં જોઇએ ત્યાં અભિમાન અને ગુમાનજ ભર્યું હતું. ભાઇશ્રી ભણ્યા હતા મોટું ભારે મીંડું! એટલે અક્ષરશત્રુ રહ્યા હતા! લક્ષ્મીદેવી અને વિદ્યાદેવીને અનાદિકાળના હાડવેરનો પ્રત્યક્ષ પુરાવો એ લલીતાંગ હતો. ભણવું એતો એક જાતનો પેટની વેઠ ને ગુજરાનો ઉપાય છે, માટે ગરીબો ભણે! મારે ભણવાની લમણાઝીક ને માથાકુટ કરી મફતની મગજ મારી કરી દુઃખ શામાટે વોહોરવું જોઇએ? એમ વિદ્યાના વેરી ઘણા ધનવંતોના લાડકડા લાલજીઓ-પુત્રો માને છે, પણ સુખ-દુઃખની દશા ચંદ્રસૂર્યની ગતિ પેઠે પર્યટણ કર્યા કરે છે, એ વિચાર ધનાઢ્યોનાં શૂન્ય હૃદયમાં ભાગ્યેજ સ્ફુરે છે; આપણો દૃષ્ટાંત નાયક પણ એ પ્રકારનો તરંગી બન્યો હતો. અધુરામાં પુરૂં અપલક્ષણ એ આવી પડયું હતું, કે ભાઇસાહેબ વિષયલંપટ વ્યભિચારી-છિનાળવા બન્યા હતા! મઝાનાં ઇસ્ત્રી ટાઇટ કપડાં પહેરવાં, મોજમઝામાં ઇચ્છા મુજબ ફરવું, સ્ત્રીમંડળનો મેળાવડો હોય ને વિશેષ પરિચય થાય ત્યાં જવું, ઉભા રહેવું વિષયબુદ્ધિથી ધારીને નિરખ્યા કરવું; લાગ મળે તો ઇચ્છિત કામના સફળ કરવી,-એમ એ વિષયલંપટ લલિતાંગ ઘણી એક સ્ત્રીઓનાં શિયળ લુંટતો; પોતે શેઠપુત્ર હોવાથી મહામિજાજી અને પૂર્ણ પ્રપંચી હોવાથી કોઇ તેને કંઇ કહી શકતું નહિ. "નાગાથી

પાદશાહ આઘા!" એ કહેવત જેવું આને પણ થયું હતું. અનેક ચોરીજારીનાં કામો કરવાં અને ઉપરથી સાચા ને સતીયા બનવાનો ખોટો દંભ બતાવી લોકોને છેતરવા—આંખમાં ધુળ નાંખવી, એવા પ્રપંચ કામાંધ વિષયલંપટોને વિશેષે કરી બહુ સારા કરતાં આવડે છે. વળી વિષયલંપટોમાં ઉદારતા, નમ્રતા, દક્ષતા, વાણીની મધુરતા, હૃદયમાં નિર્દયતા, મુખાકૃતિમાં શાંતતા, અને ઉપરથી કામમાં કુશલતા અને ધૂર્તવિદ્યામાં પ્રવિણતા વગેરે અનેક લક્ષણો કામી નરોમાં વસેલા હોય છે. લલિતાંગકુમાર પણ તેવોજ નિપુણ નર હતો! પોતાનો સ્વાર્થ સાધવા માટે ઉપર કહેલાં લક્ષણોમાં પાવરધો થયો હતો. કપુત દીકરાનાં અપલક્ષણની ખબર તેનાં માતપિતાને થઇ હતી, પણ મગદુર શી કે તે પણ લાડવાયા લલિતાંગને શિખામણ દેઇ શકે? અરે કુપાત્ર કુબુદ્ધિ અને કામાંધ નરોને કોઇ પહોંચીજ ન શકે! તેને તો તેનાં કર્મજ પેશ પહોંચાડે! માતપિતાએ તો વંશબોળનું અદીઠ કરી માન્યું હતું કે અમારે પુત્રજ નથી, કેમકે આવા દુષ્ટ પુત્ર કરતાં અપુત્રત્વ—વાંઝીયાપણું સારૂં! કુપાત્ર પુત્ર વગેરે બાર બદમાસોને તો મોટી ગાંસડી બાંધી મહાસાગરના ઉંડાજળમાં પધરાવી દેવા જોઈએ! તેનાં માતાપિતા પણ કુળકલંક દીકરા માટે એવુંજ માનતાં હતાં.

### ઇંદ્રવિજય છંદ.

**પુત્ર કપુત્ર કુલછન નાર, લડાક પડોશી લજાવક સાળો,**
**ભ્રાત અદેખો રૂ લંપટ પ્રોહિત, લોભિ હી મીત્ર અતિત ધૂતારો;**
**ચાકર ચોર નિશાનક ઢોર, હે સાહેબ સુમ દીવાન કુઢારો,**
**કવિ ગંગ કહે સુન શાહ અકબર! બારેકું બાંધ સમુદ્રમે ડારો.૪૪૫**

આ બાર જણાઓ દુનિયામાં નકામા—ભારરૂપ જેવાજ છે! હવે તો માતપિતા પણ તેને છેડતાં નહિ. પછી એક વખત કોઇ સાધુ મહાત્માને તેનાં કુલક્ષણો જાણવામાં આવ્યાં હતાં, તેથી તેમણે પરસ્ત્રી સંબંધી દોષ વિષે બોધ આપ્યો કેઃ—હે આત્મબંધુ! પરસ્ત્રી સંગમાં બહુ પાપ છે, આ ભવ પરભવમાં તે બહુ દુઃખદાયી છે, મહા વિકટ સંકટસાગરમાં ઉતારનારી છે, પરનારી સંગથી પુરૂષો મહાદુઃખ પામ્યા છે, ઘણા કામી પુરૂષો મોહને લીધે સ્ત્રીને ઘણી ઉપમાઓ અને વિશેષણો આપે છે, પણ ઝેરમાં અમૃતની પ્રાપ્તિ ને અગ્નિમાં શિતળતા હોતી નથી, તેમ નીચ સ્વાર્થી અને કુલટા સ્ત્રીમાં સુખ સદ્‌ગુણની પ્રાપ્તિ ક્યાંથી હોય? તે વિષે કહ્યું છે કેઃ—

માલીની વૃત્ત.

નહિ નહિ શશીવદની, નહિ વળી ગજગમની,
નહિ નહિ પ્રિયવદની, નહિ વળી જગતજનની;
નહિ નહિ સુરરમણી, નહિ વળી પ્રાણપ્યારી,
નરકદુઃખ જનોને, કેવળ આપનારી. ૪૪૬
મુજ તનરંગરસીયા, રંગીલા જેહ રાણા,
કુવણ દીશ ગયા તે, લાધતા નહિ ઠેકાણા;
કનકપુરી પ્રજાલી, અંજના સુત હામે,
રણ માંહિ રણજાડયો, રાવણોરાય રામે. ૪૪૭
દુરીત દુશાસને, પ્રેમદા પાલવ તાણયો,
સુત વીત મિતસાથે, આપનો અંત આણયો;
શૂરવીર ધીર બેઠા, હામ ને દામ હારી,
દુરીત કીચકકૈયાને, ભીમડે નાખ્યો મારી. ૪૪૮

વગેરે અનેક પરસ્ત્રીથી થતાં દુઃખો વર્ણાવ્યાં, પણ આનું હૃદય તો કામાગ્નિથી ભરપુર હતું, તેથી સુબોધસુધાની અસરજ થઇ નહિ, પણ ઉલટી અગ્નિમાંહિ ઘીની આહુતિ પડે; તેમ કામની સાથે ક્રોધ ઉદ્ભવી રોષાગ્નિ પ્રજવલીત થયો. કારણકે કામી માણસને દીધેલો ઉપદેશ ત્રિદોષ જ્વરવાળાને આપેલા ઘીસાકરની પેઠે વૃથા–અહિતકર થાય છે. તેમ તેનું લક્ષ પણ હતું તેજ કાયમ રહ્યું–ચળ્યો નહિ ! માણસોમાં જે ટેવ પડી જાય છે, તે કેમે કરી–સહેજે ટળતી નથી.

દુહો—બારે કોશે બોલી બદલે, તરૂ વન બદલે શાખ;
જાતે જનમારે કેશ બદલે, પણ લખણ ન બદલે લાખ. ૪૪૯

લલિતાંગકુંવર બણીઠણી ઠાઠમાઠથી ઠઠારો કરી શહેરમાં કોઇ પ્રસંગે જતો હતો. ઘણું કરીને વિષયાંધ નરો છેલછબિલાઇ બહુ રાખે છે. રસ્તામાં જતાં રાણીનો મહેલ આવ્યો, રાણી બારીમાં બેઠી હતી તેણે આ શોખીન ફક્કડ–ફાંકડા સહેલાણી પુરૂષને જોયો. રાણી ઘણી રૂપવાન હતી, પણ રાજા પ્રત્યે તેની પ્રીતિ ઓછી હતી, તેને લલિતાંગને જોતા વેંત વિષયવૃત્તિ–કામેચ્છા પ્રકટ થઇ. લલિતાંગ પણ રસ્તે જતાં નજર આડીઅવળી કર્યા કરતો હતો, હૃદયમાં અને ચક્ષુમાં જેને વિષયવિષ–ઝેરજ ભરેલું છે, તેથી તે રસ્તે જે કોઇ રૂપાળી સ્ત્રી ભાળે તેના ઉપર કુદૃષ્ટિ ને કુડી કલ્પના કરે છે, કામ સિદ્ધ ન થાય પણ

મનવચનથી તો કર્મનો કોટ બાંધે ! એવો અલબેલો લલિતાંગ અનેક પ્રકારના વિષયવિચારોમાં ચાલ્યો જતો હતો, સ્વાભાવિક તેની નજર ઉંચી ગઇ. તેટલામાં તો રાણીએ પ્રેરેલી એક દૂતીએ આવી નેત્રકટાક્ષથી ઇસારો કર્યો, આ તો વિષયનો ભિખારી હતો, તેથી તુરત તેની સાથે ચાલ્યો. પણ વિચાર સરખોયે ન કર્યો, કે હું કયાં જાઉંછું ? આ કોનું ઘર છે ? આનું પરિણામ શું આવશે ? રાજાની રાણી શાસ્ત્રમાં માતા તુલ્ય કહી છે, પણ વિષયના વિલાસી અને ભોગના ભિખારીઓ તો એ વિચાર ભાગ્યેજ કરે છે. નીતિશાસ્ત્રમાં પાંચ પ્રકારની માતા કહી છે.

**राजपत्नी गुरोपत्नी । श्रेष्ठीपत्नी तथैव च ॥**
**श्वसुरपत्नी स्वमाता च पंचैते मातरः स्मृतः ॥ २०० ॥**

**અર્થાત**—રાજ્ય રાણી, વિદ્યાગુરૂની સ્ત્રી, શેઠની સ્ત્રી,સાસુ અને પોતાની જનેતા–માતા એ પાંચ માતા સમાન છે. પણ લલિતાંગ તો ઘણો કામવિકારી હતો, તેથી તેને તો આ વાતનું ભાન રહ્યું નહિ. તે તો દાસીની સાથે અતિ હર્ષભેર એકાંત માર્ગે થઇ બેધડક ઉપર ગયો

**દુહા.**

**કઠીન પ્રેમનો દોર છે, દેખી દીલ દુભાય;**
**ચડતામાં દુઃખ ચોગણું, કોમળ કર છોલાય. ૪૫૦**
**ઉપર ભયનો મહેલ છે, નીચે દુઃખની રેલ;**
**ચડવું તો બહુ સહેલ છે, પણ ઉતરવું મુશ્કેલ. ૪૫૧**
**પરનારી ઝેરી છુરી, મત લગાના અંગ;**
**રાવણકે દશ શિશ ગયે, વો પરનારી પ્રસંગ. ૪૫૨**
**તન ધન જોબન આબરૂ, સળગાવવા જો ચાહો;**
**નરક કુપને જાચવા, તો પરગૃહમાં જાઓ. ૪૫૩**

રાણી પણ સાતમે માળ જઇ છેલછબિલાની વાટ જોઇ બેઠી હતી. મનમાન્યો પુરૂષ આવ્યો કે તુરત તે ઉભી થઇ તેને આદરપૂર્વક અંદર તેડી ગઈ,અને હૃદયકપાટ ખોલી કામની ગોલી બોલી કે આપ સરખા ભોગી પુરૂષનો પ્રસંગ–સમાગમ પામી આજે હું કૃતાર્થ થઈ છું ! આજથી મારો આ દેહ આપને અર્પણ કરૂંછું. એમ ઘણા ચેનચાળા ને હાવભાવ દેખાડી છત્રપલંગ ઉપર બેસાડી સામી ઉભી રહી, પાનપટ્ટી વગેરે મુખવાસ ખાધાં ખવરાવ્યાં. બન્નેને મનવાંચ્છિત થવાથી હર્ષનો

પાર રહ્યો નહિ. જુઓ! કામી સ્ત્રીઓનો કેવો અગમ્ય સ્વભાવ છે? વિશાળ રાજ્ય મળ્યું હતું, રાજાનું માન પૂર્ણ હતું, અનેક સુખસામગ્રીઓ ને સાધનો પુણ્ય મુજબ મળી રહ્યાં હતાં. છતાં નીચ ને નફ્ફટ બની રાણી કામકીચમાં પડી આત્માને અંધ બનાવવા તૈયાર થઇ! સ્ત્રીઓ ઘણું કરી વિષયની વેલી ને કામની ચેલી હોય છે. પુરૂષનો વિષય બળતા પુળા સમાન અને સ્ત્રીઓનો વિષય લુહારની કોડ સમાન શાસ્ત્રે વર્ણવ્યો છે. તે વિષે કહ્યું છે કેઃ—

**શાલિની વૃત.**

> **काके शौचं द्युतकारे च सत्यं ।**
> **सर्पेक्षांतिः स्त्रीषु कामोपशांतिः ॥**
> **क्लीबे धैर्यं मद्यपे तत्वचिंता ।**
> **राजा मित्रं के न द्रष्टं श्रुतं वा ॥ २०१ ॥**

**અર્થાત**—કાગડામાં પવિત્રતા, જુગારીમાં સત્ય, સર્પમાં સમતા, સ્ત્રીઓમાં કામવિકારની ઉપશાંતિ, નપુસકમાં ધૈર્યતા, દારૂ પીનારમાં તત્વવિચાર, અને રાજા કોઇનો મિત્ર એટલા વાનાં હોતાં નથી; કોઇએ દેખ્યાં કે સાંભળ્યાં નથી. આ રાણીએ પ્રેમભાવ બતાવી પોતાનો દેહ અર્પણ કરવાનું કહ્યું, તે સાંભળી લલિતાંગકુમાર બોલ્યો કેઃ—હે સ્નેહલતિકે! કદાચ રાજા આવે અગર આ વાત જાણે, તો મારી શી વલે થાય? ત્યારે રાણી બોલીઃ—અરે લેહેરીલાલા! તું મારી કળા નથી જાણતો! રાજા તો શું પણ રાજાનો બાપ જાણે તો યે શું! વારે તે માટે જરા પણ ડરવું નહિ નચિંત રહેવું,અમારીકળા અઘાટ છે,પરમેશ્વર પણ અમારી અકળિત કળા જાણવાને અશકય છે.શંકરને ભીલડીરૂપ પાર્વતીએ છેતર્યા, પીંગલાએ માળવપતિ ભર્તૃહરિ રાજર્ષિને છેતર્યો, ઇંદ્રને ઇંદ્રાણીએ નમાવ્યા, ભોજરાજાને તેની સ્ત્રી ભાનુમતીએ ઘોડો બનાવી તેનાપર સ્વારી કરી—સાત ચાબુક લગાવ્યા, કાલિદાસ જેવા કવિવર મહાધુરંધર પંડિતને પણ સ્ત્રીએ વગર કારણે દાઢીમૂછ બોડાવી છેતર્યો. વગેરે મહાસમર્થ શૂરવીર ઇશ્વર ઇંદ્ર ચંદ્ર નરેંદ્ર વગેરે છત્રપતિ મહારાજાઓને તથા જોગી જતી જ્ઞાની ધની માની વિદ્વાન વગેરે મહાસમર્થ પુરૂષોને પણ અમારી ઇચ્છામુજબ નચાવી રમાડી ખેલાડી અવનીમાં હાંસીને પાત્ર બનાવ્યા છે. અમારાં કામકટાક્ષરૂપી તિક્ષ્ણ તીર નેત્ર-

બાણના ઝપાટામાં નથી આવ્યા, ત્યાં સુધીજ જ્ઞાન, ધ્યાન, માન અને શૂરાતન સમજવું. આખી આલમ પાસે ભલે ગુલામી કરાવી સલામી લેઇ મોટાઈ માનતા હોય, પણ અમારી પાસે તો તે બાપડાને રાંક ગુલામ બનાવી અમે યથેચ્છ રમાડીએ છીએ! તે વિષે કહ્યું છે કેઃ—

મનહર છંદ.

વાંકડી મુછળીવાળા, રંગીલા ને રઢીઆળા,
છેલછોગાળા ભાળ્યા, નારીએ રમાડીયા;
માની મછરાળા જ્ઞાની, ધ્યાની વળી ગુણવાળા.
દુંદાળા કુંદાલા ચોર, ચંડાળ ને ચાડીઆ;
વૃદ્ધ યુવાન બાળા, જોગી ભોગી ને દયાળા,
વરણે ઉજ્વલ કાળા. ભામાએ ભમાડીઆ;
દેવતાના દીગપાલા, જળ સ્થળ વ્યોમવાળા,
ખોડીદાસ સ્વાર પાળા, સમા એ રમાડીઆ. ૪૫૪

એમ ઘણી રીતે પોતાના સ્ત્રીચરિત્રની વડાઈની વાતો કરે છે, તેવામાં દાદરે ચોકી કરવા ઉભી રાખેલી દાસી એકદમ દોડી આવી બોલી કેઃ—બાઈ! જલદી કરો ઝટ બારણું ઉઘાડો! રાજાસાહેબ પધારે છે. રાણી તો બેબાકળી બની ગઇ, હાય આજે ગજબ થયો! હવે શું કરવું? તેટલામાં તો રાજાએ આવી કમાડ ખખડાવ્યાં, આ બનાવથી તો રાણીના ગભરાટનો પાર રહ્યો નહિ. લલિતાંગ કહે મને ક્યાંહી બચાવ, નહિ તો હું મરી ગયો સમજજો, ભોગ લાગ્યા મારા કે તારા મહેલમાં આવી ચડયો! રાણીએ કહ્યું કેઃ—આ હોલ એકજ છે, અહીં છુપાવાની જગા એકે નથી, એક માત્ર આ પાયખાનું છે. માટે તેમાં ઝટ પેશી જા, તો બચીશ, નહિ તો તારા ને ભેગા મારા બાર વાગ્યા સમજવા. એમ બન્નેનો વિષયવિકાર અને ફિશાયરી ઉડી ગયાં અને પોતાના પ્રાણ તથા લાજ બચાવવાનાં ફાંફાં મારવા ને ફિકર કરવા લાગ્યાં. છેવટે નાછુટકે લલિતાંગ સંડાસમાં જીવતો નરકાગારમાં પેઠો! રાજાનું શરીર ભારે હોવાથી પકડી રાખવા માટે ત્યાં દોરડું બાંધ્યું હતું, તે દોરડું થોભાવી તેને સંડાસની અંદર લટકાવ્યો.

લાવણી.

વ્યભિચાર કપાવે શિર અરે એક પળમાં,
વ્યભિચારી જનનો જીવ, સદા જોખમમાં,

ચોરી જુઠ ને કંઈ પાપ કરાવે જનને,
  રે કરે અતિ બેહાલ, હરે તન ધનને.
પરનાર પતિવ્રત ભંગ કરો ના ભાઈ,
  પરનાર નર્કનું દ્વાર તજો દુ:ખદાઇ;
જેવી પોતાની નાર અન્યની એવી,
  તો હરો પરાયો માલ દુષ્ટતા કેવી ? ૪૫૫

પછી જાજરૂનું બારણું બંધ કરી તાળું દઇ સાવધાન થઇ બારણાં ઉઘાડયાં, એટલે રાજા અંદર આવ્યો. બહુ વાર લાગવાથી વહેમ તો પડયો, પણ પોતાને ચુંક આવેલી હોવાથી રાણીને કહ્યું કે કળસ્યો તૈયાર કર! મારે પાયખાનામાં જવું છે, આજ પેટમાં ચુંક આવી એટલે શું કરવું ? રાજા તો એકદમ કળસ્યો લેઇ સંડાસમાં ગયો. ત્યારે રાણી મનમાં બોલી:–હાય હાય ! ભોગ મળ્યા ! બોલ્યાને પાયખાનામાં સંતાડયો છે, હવે શું કરવું ? અહીં રાણીને અમુઝણ ને અફસોસનો પાર રહ્યો નહિ. સ્ત્રીઓમાં સાહસ કર્મ બહુ હોય છે, અણવિચાર્યાં પગલાં ભરે સાહસકર્મ કરે, પણ તેના પરિણામનો વિચાર બિલકુલ ન કરે. તે વિષે કહ્યું છે કે:—

**अनृतं साहसं माया । मूर्खत्वमतिलोभता ॥**
**अशौचं निर्दयत्वं च । स्त्रिणां दोषा स्वभावजा ॥२०२॥**

**અર્થાત**—જુઠ, સાહસ, માયાકપટ, મૂર્ખાઇ, લોભીપણું, અશૌચતા અને નિર્દયતા, એ સાત દોષો ઘણું કરીને સ્ત્રીજાતિમાં કાયમ હોય છે. એ પ્રમાણે સાહસિક રાણી વિચારમાં પડી છે, તેવામાં રાજા ઝાડો થઈ રહેતાં જાજરૂમાં દોરડું ઝાલી જેવો ઉભો થયો કે તુરતજ દોરડું તૂટી ગયું. કારણ કે તે ઘણા વખતનું જીર્ણ હતું, અને વળી બે જણાના શરીરનો સામટો ભાર આવ્યાથી તે એકદમ તૂટયું; અને અંદર લટકેલા ભાઇશ્રી હેઠા પડયા તેનો મોટો ધબાકો થયો, આથી કરી રાજાને વિશેષ શંકા પડી. બહાર આવી સાફ થઇ પલંગપર બેઠો, રાણી શાણી થઇ એકદમ સેવાચાકરી કરવા લાગી, નમ્રતાપૂર્વક મીઠાં વેણ વડી મોઢે મીઠું બોલી સારૂં લગાડવા લાગી, હાવભાવ કરી પ્યાર બતાવવા લાગી. પણ રાજાએ ચોળો–પૂર્ણ વહેમ પડવાથી પુછયું કે:–રાણીજી ! કમાડ ઉઘાડતાં કેમ વાર લાગી ? ત્યારે રાણી

મનમાં ભયભ્રાંત તો થઇ પણ ઉપરથી હીંમત રાખી ખોટાં કારણો બતાવવા લાગી, પણ એથી કંઇ રાજાનો વહેમ ગયો નહિ. તેથી મનમાંજ રાજા બોલ્યો કેઃ-ધિક્કાર છે સ્ત્રીની ધૂર્તતા અને કપટકળાને ! આની વાણીમાં છળ જણાય છે, પણ આને મારે અત્યારે છેડવી નથી, નહિ તો છંછેડાયલી પાપણી નાગણી જરૂર મારૂં મોત આણશે, કારણ કે કુલટા સ્ત્રીમાં ડર ને દયા હોતી નથી, માટે આનો સંગ મારે તજી દેવો એજ ઠીક છે. આ બાબત હું લોકમાં જાહેર કરીશ, અને આ નઠોર નારીને શિક્ષા કરીશ, તો હું વગોવાઇશ-ફજેત થઇશ અને વળગ્યો રહીશ તો માર્યો જઇશ; માટે હાલ તો સબસે બડી ચુપ !-એમ વિચારી તુરત ઉઠી મહેલમાં ચાલ્યો ગયો. નીતિશાસ્ત્રમાં આ વિષે કહ્યું છે કેઃ-

**अर्थनाशं मनस्तापं । गृहेदुश्चरिता नियत् ॥**
**वंचनंचापमानं च । मतिमान्न प्रकाशयेत् ॥ २०३ ॥**

અર્થાત—અર્થનો નાશ, મનનો સંતાપ, ઘરમાં થતાં દુષ્કર્મ-ઘરનાં છિદ્ર, કોઇના તરફથી ઠગાણો હોય તે વાત અને પોતાનું થયેલું અપમાન એટલાં વાનાં કોઇની આગળ પ્રકાશ કરવાં-કહેવાં નહિ. નહિ તો તેમાં પોતાની જ હાંસી ને ખરાબી સમજવી-એમ વિચાર કરતો રાજા ત્યાંથી ગયો. વળી એકાંત અવાસમાં બેસી વિચાર કરવા લાગ્યો કે, અહો ધિક્કાર છે સ્નેહીસ્વભાવને ! આટલું બધુ સુખ છે છતાં મારી રાણી નીચ ધંધામાં પડી ! અહો ! જેની મતિ બગડી તેનો વિશ્વાસ કરવોજ કામનું નહિ ! નિર્લજ નઠોર વ્યભિચારી સ્ત્રીનો સ્વાર્થ ન સરે, ડખલ થાય તો પતિનો તથા પુત્રાદિકનો પ્રાણ લેવાના પણ યત્ન કરવા તે ચુકે નહિ, લાગ મળતાં જીવ લે. તેને માટે એક કવિએ કુલટાનારી વિષે કહ્યું છે કેઃ—

કામી શું ના કરે, નઠારૂં રે નારી શું ના કરે ?-એ ટેક.

નિજ ઘર મેલી, નવતર નર ખેલી, પ્રીયા તપેલી, વિષયની વેલી;
છત્રપતિને છેતરે—નારી શું ના કરે ? નઠારૂં રે૦
કલેશ કરાવે ભેલી ભલીને, સ્ત્રીચરિત્ર અનેક કરીને;
કાયાના કાન ભરે—નારી શું ના કરે ? નઠારૂં રે૦
જાતે અબળા પૂરણ પ્રબલા, સબળાને કરી નાખે નબળા;
મોટાનાં માન હરે—નારી શું ના કરે ? નઠારૂં રે૦

ધણી છોકરાને મારી નાખે, કામા કાંઈ ન બાકી રાખે;
કાળા કેર કરે—નારી શું ના કરે ? નઠારૂં રે૦
ધીધવા છતાં વિષયને વિકારે, કાચા કુણા ગર્ભજ ગાળે;
દેવથી દીલે ના ડરે—નારી શું ના કરે ? નઠારૂં રે૦ ૪૫૫

હવે પ્રિય વાંચનાર ! ચાલ, પેલા નરકાગારમાં પડેલા લલિતાંગની જરા ખબર લેઇએ ! એ તો બિચારો પાયખાનાની વિષ્ઠા—ગંદકીમાં નરકના કીડાની માફક ખદબદે છે, તેને પણ અફસોસનો પાર રહ્યો નહિ, પોતાના સાહસ કામ માટે પોતાની જાતને તે બહુ ધિક્કાર દેવા લાગ્યો, કે મને શું સુઝયું ? કર્મનો બદલો તેને મળી ચુક્યો, ગર્ભવાસના જેવું આકરૂં દુઃખ તે ભોગવવા લાગ્યો; પછી પેલી રાણીએ પણ તેની ફરીથી ખબર લીધી નહિ, આખો દિવસ ને રાત લલિતાંગ તેમાં રહ્યો.

## પરસ્ત્રીલંપટ અભાગીયાને હિતશિક્ષા. ગરબી.

અંતરના અંધારે, ઊંધુઊંધુ માને મને;
ભ્રમણામાં ભમેલા રે, ભ્રમિત થઈ દુષ્ટ બને. ૪૫૬
પરનારીસુ જારી રે, ધારીધારી નિત્ય કરે;
નિજ નારી નિહાળી રે, વારીવારી કલેશ ભરે. ૪૫૭
પરનારીમાં અંધા રે, ધંધા બધા ઊંધા કરે;
વિષયવિલાસી રે, વિનય નયથી દૂરે ફરે. ૪૫૮
ઉત્તમ પંથ તોડી રે, અધમતા ઉરે ભરે;
દિવ્ય બળ જાતાં રે, દિવસ તેનો ઊંધો ફરે. ૪૫૯
તે ઊંધો નહિ માને રે, પામે નહિ શાંતિ જરી;
મનોબળ જાતાં રે, વિભૂતી જાય સરી. ૪૬૦
આણંદ ન આવે રે, અણુઅણુ વિષ સ્ફૂરે;
પરનારીથી જારી રે, સકળ સ્થળે ભ્રષ્ટ કરે. ૪૬૧
નિજ ભોજન વિચારી રે, અંધા પરમાં શું રમે ?
નથી સુખ તેમાં રે, ગોળ તજી ખોળ શું જમે ? ૪૬૨
અંતરે જો વિચારી રે, અંતર હોય જ્ઞાન કંઈ ?
ગતિ શી થશે તારી રે, ઊંધે ધંધે અધમ થઈ ? ૪૬૩
પરનારી શું પ્રીતિ રે, પરભવે દુઃખ કરે;
જમને હાથ જાઇ રે, માર ખાઈ ઝુરી મરે. ૪૬૪
મન દૂર મતિમે ડારી રે, સત્સંગે જાને ઠારી;

ગુરૂચરણ ચિત્ત ધારી રે ભવસિંધુ જાને તરી. ૪૬૫

પ્રાતઃકાળે પાયખાનું સાફ કરવા ભંગીઓ આવ્યો, તેણે અંદર લટકેલો તેને દીઠો. મનમાં આશ્ચર્ય પામી ગર્ભમાંથી બાલકને સુયાણી ટાંટીયા ઝાલી બહાર કાઢે, તેમ તેને બહાર ખેંચી કાઢયો. પણ ત્યારે લલિતાંગકુમાર તો મરણતોલ બેભાન બનેલો હતો.

થોડીવારે તેના ઘરની દાસી તે રસ્તેથી નીકળી, તે તેને ખોળવા માટે નીકળી હતી, રાત્રે ઘેર નહિ આવવાથી તેની ઘણી ગોતાગોત થઇ હતી. દાસી લલીતાંગને આવી સ્થિતિમાં જોઇ સખેદાશ્ચર્ય પામી વિચાર કરવા લાગી કે, ભાઇ કાંઇક પોતાના ફંદે ફસાયા—લક્ષણે પકડાયા હશે! તેથીજ આવી બુરી હાલતમાં આવી ગયા છે. પછી તેને ઘેર લેઇ જઇ નવરાવી ધોવરાવી શુદ્ધ કરી શાતા પમાડી. ત્યાર પછી તેને પોતાની ખરાબ ચાલ માટે બહુ પસ્તાવો થયો, અને લોકો તરફથી પણ તેને ઘણો ફીટકાર મળ્યો. તોપણ આખરે બુરી ટેવ તો ટળી નહિ, ને એવી સ્થિતિમાં કેઇવાર હરામચસકા અને બદફેલીથી લલિતાંગ કુમાર પકડાયો અને મરાયો.

અહીં કહેવાની મતલબ એ છે કે વ્યભિચાર કેવો દારૂણ દુઃખદાયી છે? દુષ્ટ કામવિકાર મનુષ્યોને કેવી અધમ સ્થિતિમાં ઉતારી નાંખે છે, ચોરીના ધંધામાં જોગ તો ભાગ્યે મળે, પણ કર્મ તો પુષ્કળ મેળવે. તેવા કર્મચંડાલ કામી આ જગતમાં પૂર્ણ દુઃખ પામે છે. તે વિષે કહ્યું છે કેઃ—

ઇંદ્રવિજય છંદ.

**નારીકી પ્યાસ કરે નર મુરખ, પુગે ન આશ નિરાશ થયાનો,**
**દીર્ઘ નીસાસ મુકે મુખથી, સુખથી ન સુવે કહું છું સત્ય માનો;**
**આંખે દીલે અગ્નિ સળગે, વળગે નહિ ધર્મમાં જીવ પોતાનો,**
**એહ સારૂ અટવાઇ મરે પણ પાવઇયાને ચઢે નહિ પાનો.૪૬૬**

દુષ્ટ કામવિકારમાં વાસના ને પ્રીતિ હોય, ત્યાં સુધી તેવા હતભાગીને ધર્મબોધ પ્રિય લાગતો નથી, અને નિરાબાધ સુખ પણ મળતું નથી. તેમજ ત્યાં સુધી આ જીવાત્માને જન્મજરામરણ આદિ સંસારનાં ભ્રમણચક્ર—ઘટમાળનાં અસહ્ય દુઃખો ટળતાં નથી. માટે ઉત્તમ પુરૂષોએ હમેશાં સદ્વૃત્તિ રાખી સદાચારથી વર્ત્તવું એજ સર્વોત્તમ ને સર્વથી શ્રેષ્ઠ સાર વાર્તા છે. (૯૦)

**वरं हि वह्ना वह्नाय । वेशनं ज्वलितो दरे ॥**
**गृहित्वा हंत भावेन । न वरं व्रतखंडनम् ॥ ९१ ॥**

**અર્થાત્—જેમાંથી ઉંચી જ્વાલા નીકળે છે, એવી અગ્નિમાં જલદી પડી બળી મરવું સારૂં છે; પણ ઉત્તમ પ્રકારના ભાવથી વ્રત ગ્રહણ કરીને પછી તેનું ખંડન કરવું, તે સારૂં નથી. (૯૧)**

**ભાવાર્થ:**—ઘણું કરીને ઘણા મનુષ્યોની મનોવૃત્તિ દરેક કાર્યના પ્રારંભમાં ઉત્સાહવાળી હોય છે, તેથી આવેશ અને ઉત્સાહમાં આવી જઇ મોટી મોટી પ્રતિજ્ઞાઓ લે છે ખરા ! પણ પછી પાળતી વખતે કાંઇ કષ્ટ પડે એટલે તે પ્રતિજ્ઞાને પડતી મુકે છે. એટલું તો અવશ્ય છે, કે જ્યાં ટેક છે, ત્યાં કષ્ટ પણ છે. પડવાનું ઉંચે ચડેલાને માટે છે, પણ નીચે બેઠેલાને માટે નથી. શ્રીઋષભદેવ ભગવાનને છીંકલી બંધાવવાના સંબંધમાં અંતરાયકર્મ બંધાણું, તે સંયમમાર્ગમાં પ્રવેશ કર્યો, ત્યારેજ ઉદયમાં આવ્યું; પણ સંસારઅવસ્થામાં ઉદય ન આવ્યું પણ ઘણું કરી કસોટી સોનાને હોય છે, પણ પીતળને હોતી નથી, તેમ દુ:ખ અને કષ્ટ ટેકવાળાને હોય છે, પણ સર્વ પ્રકારે સ્વચ્છંદી ને છુટની વૃત્તિવાળાને હોતી નથી. વહેવારમાં કહેવાય છે કે, "ધર્મીને ત્યાં ધાડ અને પાપીને ત્યાં કુશળ" હોય છે, પણ ખરૂં જોતાં તો એ એક જાતની કસોટી છે. દુનિયામાં ઉત્તમ પ્રકારના ભાવથી ઘણા લોકો વ્રત્ત નિયમ અંગિકાર કરે છે, પણ તે લીધા પછી તેમાં કાંઇક કષ્ટ પડે, તો તે કંટાળી છોડી દે છે. પણ વ્રત લઇને ભાંગવા જેવું એકે મહાપાપ નથી, વ્રત્ત ભાંગવા કરતાં જાજવલ્યમાન અગ્નિમાં પ્રવેશ કરવો તે સારૂં છે, પણ વ્રત્ત ખંડન કરવું તે સારૂં નથી. તેને માટે કહ્યું છે કે:

**શિખરિણી છંદ.**

**वरं क्षिप्तः पाणिः कुपित फणिनो वक्त्र कुहरे ।**
**वरं झंपापातो ज्वलदलन कुंडे विरचितः ॥**
**वरं प्रासः प्रान्तः सपदि जठरांतर विनिहितो ।**
**न जन्यं दौर्जन्यं तदपि विपदा सद्म विदुषाम् ॥२०४॥**

**અર્થાત**:—કોપાયમાન થયેલા સર્પના મુખમાં હાથ ઘાલવો, અગ્નિકુંડમાં ઝંપલાવું–કુદી પડવું, અને પ્રાણને નાશ કરવા તે સારૂં છે; પણ વ્રતખંડન કરવા રૂપ દુર્જનતા પ્રાપ્ત કરવી, તે ઉત્તમ પુરૂષને જરાયે યોગ્ય નથી; કારણકે તેથી અનેક વિપત્તિઓનો ભંડાર ઉઘડે છે. આગળના વખતમાં સોળ સતીઓ થઇ ગઇ, તેમણે ઘણાં આકરાં ને અસહ્ય સંકટો ભોગવ્યાં, પણ પોતાના વ્રતથી ખંડિત ન થઇ. અને દુઃખ પડયા વિના કદિ પણ સત્ય જાહેરમાં આવતું નથી, એ તો "ખમે તેને સઉ નમે." દુનિયામાં અનેક સતીઓ થઇ ગઇ, પણ સોળ વિશેષ પ્રસિદ્ધ થવાનું કારણ એટલુંજ કે, તેમણે ભારે સંકટો રૂપી સખ્ત કસોટીમાં પણ વ્રત ખંડન કર્યું નહિ, ને ધીરજ ધારી સર્વ સંકટો સમભાવે સહન કરી શિયળ સાચવી રાખી ટેક નિભાવી યશસ્વી થઇ પુણ્યનામ મલી ગઇ છે. તેમની પ્રશસ્તિમાં એવો શ્લોક છે કેઃ—

**ब्राह्मीश्चंदनबालिका भगवती राजेमति द्रौपदी ।**
**कौशल्या चं मृगावती च सुलशा सीता सुभद्रा शिवा ॥**
**कुन्ती शीलवती नलस्यदयिता चूला प्रभावत्यपि ।**
**पद्मावत्यपि सुंदरी प्रतिदिवं कुर्वंतु वो मंगलम् ॥ २०५॥**

**અર્થાત**:—એ ઉપર કહેલી સોળ સતીઓ અમારૂં મંગળ કરો! એવું ભજનાનંદી ભાવિક જનો ઇચ્છી અહર્નિશ પ્રાતઃકાળમાં એ સોળ સતીઓનું સ્મરણ કરે છે. માટે વ્રત એ ઉંચી વસ્તુ છે, સદ્ભાગ્યના ઉદય વિના તે જીવને પ્રાપ્ત થતું નથી. અમુક સત્ય ધર્મની ટેક રાખવી, **જેણે રાખી ટેક, તેને મળ્યા અલેક.** જેઓ ટેકમાં વિશ્વાસથી ટકી રહે છે, તે ઉભય લોકમાં સુખસંપત્તિ પામી યશવંત બને છે. **કામદેવ** નામના શ્રાવકને પોતાનો ધર્મ ખોટો કહેવરાવવા માટે એક દેવે આવી મહાન કષ્ટો આપ્યાં, પણ ધર્મમાં દૃઢ ટેકવાળા એ સત્યવંત શ્રાવકે "મારો ધર્મ ખોટો" એવું મનથી કે વચનથી પણ કહ્યું નહિ, ત્યારે આખરે ને દેવ પ્રકટ થઈ તેને નમ્યો, ને તેની સત્ય ટેક માટે તેનાં ઘણે પ્રકારે બહુ વખાણ કર્યા પછી દેવે તેને કાંઇ માગવાનું કહ્યું, કારણ કે દેવનું દર્શન કદાપિ ખાલી--મિથ્યા--વૃથા હોય નહિ; તે વિષે કહ્યું છે કેઃ—

**अमोघावासरे विद्युदमोघं निशिगर्जनम् ॥**
**अमोघं राज्यसन्मानममोघं देवदर्शनम् ॥ २०६ ॥**

**અર્થાત**—દહાડે વીજળી, રાત્રે મેઘગર્જના, રાજાનું મળવું, અને દેવનું દર્શન એટલાં વાનાં કદિ નિષ્ફળ હોય નહિ. માટે હે દૃઢ ધર્મી સુશ્રાવક! કાંઇક મારી પાસે માગો, કે મારૂં આગમન સફળ થાય. તેના ઉત્તરમાં નિર્લોભી કામદેવ શ્રાવકે કહ્યું કેઃ—હે દેવ! મારે જોઇએ છીએ તે તો મને મળ્યું છે, આ અવનીમાં ધર્મ સિવાય સર્વ વસ્તુ તથા પૌદ્‌ગલીક પદાર્થો ચંચળ ક્ષીણુ અને નાશવાન છે. પણ ધર્મ મંગળ છે, એ અખંડ આત્મસુખને મેળવનાર છે, તે આત્મિક સુખં આપનાર સર્વાર્થસિદ્ધિપ્રદ શ્રીસર્વજ્ઞભાષિત ધર્મ તો હું પામ્યો છું. બાકી તો આર્થીક, વાચીક ને માનસીક સુખો છે, તે પ્રાપ્ત થતાં તેમાં અસહ્ય દુઃખો રહેલાં છે, માટે આત્મિક સુખો સિવાય ક્ષણીક સુખોમાં મારૂં મન નિરૂત્સાહી છે. પછી દેવ તેની નિઃસ્પૃહતાનાં વખાણ કરતો તેને નમન કરી સ્વસ્થાનકે ગયો.

અહાહા! કેવી દૃઢ ટેક? પ્રાણ જતાં પણ સત્ય વર્જ્યું નહિ. રામચંદ્રજીએ પિતાના એક વચનની ખાતર ચૌદ વરસ વનવાસ વેઠ્યો, પાંડવો એક વચનની ખાતર બાર વરસ વનવાસી બન્યા, એમ જે પુરૂષો પોતાની ટેકમાં અચળ રહે છે, તે છેવટે મહા સુખી થાય છે. અને જે પુરૂષો ઉત્તમ પ્રતિજ્ઞા લઇ ક્ષણીક સુખમાં લુબ્ધ થઇ જઇ ટેક તજી દેઇ વ્રત નિયમ ને નિશ્ચયનો ભંગ કરે છે, તે પરિણામે કુંડરીકની જેમ મહાદુઃખી થઇ રૈરવ નરકમાં પડે છે, અને લોકમાં અપકીર્ત્તિ પામી હાંસીને પાત્ર બને છે. વળી પ્રતિજ્ઞાભંગ થવાથી લોકોમાં પણ ખોટું કહેવાય છે, માટે પ્રાણ જતાં પણ સત્ય પ્રતિજ્ઞા વર્જવી નહિ. ગાડાના ચક્રની માફક જેનું મન ફરતું છે સ્થિર નથી, તે કોઇપણ ઉત્તમ કાર્ય સિદ્ધ કરી શકે નહિ. એક ચારણે સાધુ સમીપે ચુરમાની બાધા લીધી, અને તેજ દિવસે કોઇ ગામ ગયો, ને એક પટેલને ત્યાં ઉતર્યો. બારોટ ઘણા વખતે આવેલો હોવાથી પટેલે ચુરમું કર્યું, ભાણામાં ચુરમું જોઇ ચારણભાઇનું ચીત્તડું ચળ્યું, કારણ કે તેણે ભાવથી કાંઇ બાધા લીધી નહતી, પણ ઘણા માણસના આગ્રહથી ચુરમાની બાધા લીધી હતી, અને ઘણા વખતથી નહિ મળેલું હોવાથી અને આજેજ ભાણામાં ચુરમું આવ્યું, હવે તેને વર્જી દઇશ તો જારનો રોટલોજ મળશે, માટે આને બદલે બીજી ન મળે તેવી વસ્તુની બાધા લેઇ ચુરમું અત્યારે જમી જવું; એમ ધારી કોઇ વખતે નહિ મળતી

દુધ ચોખા ને સાકરની બાધા લઈ, ચુરમું આરોગી ગયો. પછી ત્યાંથી સાંજે બીજે ગામ ગયો. ત્યાં વળી પટેલે ચોખા કર્યા હતા, તેથી બારોટને ભાવ સહિત દુધ ચોખા ને સાકર પીરસ્યાં, તે જોઈ બારોટ મનમાં ચમક્યો, કે જેની બાધા લીધી તેજ પાછું આવ્યું ! આ પણ ઉત્તમ ભોજન કહેવાય, તેની ના કહીશ, તો કોણ જાણે શું પીરસશે ? માટે આપણી ચુરમાની અસલની બાધાજ ઠીક છે, માટે આની છુટી કરીને અસલ બાધા રાખીને મળેલું ભોજન જમી ગયો.

કહો ભાઇઓ ! આવી ડગેલી વૃત્તિ ને ટેકવાળા મનુષ્યો શું કાર્ય સિદ્ધ કરી શકે ? તે તો લોકોમાં હાંસીને પાત્ર બને છે. માટે ટેક પાળવામાં કષ્ટ દેખી ડરવું ન જોઇએ, લીધેલું વ્રત સારધાર કષ્ટ પડે, તો પણ પ્રેમપૂર્વક અખંડ પાળવામાં આવે, તો તેને અમૂલ્ય લાભ મળે છે. કદાચ ચિતવૃત્તિ ચળી જાય, મન કંટાળી જાય, તો પણ દઢતા રાખી પાળવું તો ખરૂંજ, કદાપિ તેનું ખંડન તો ન કરવું. શ્રીઉવવાઇસૂત્રમાં બાવીસ પ્રશ્ન છે, તેમાં કેટલીક બાબત પ્રેમભાવ વિના પાળવામાં આવે છે, તો પણ તેનો થોડોઘણો લાભ બતાવ્યો છે, ને પ્રેમપૂર્વક પાળવામાં આવે છે, તો તેને ઘણુ લાભ મળે છે.

**તે ઉવવાઈ સૂત્રના બાવીસ પ્રશ્નો નીચે પ્રમાણે જાણવા.**

મીથ્યા તમોટી નીંદમાં, મોહતણો બંધ હોય;
તે ભોગવતાં તે વળી, બંધ વેદની સોય. ૪૬૭
સૂક્ષ્મ અંશ લોભ ભોગવે, મોહ બંધ ત્યાં તોય;
કર્મવેદનીનો તિંહાં, જાણુ બંધજ સોય. ૪૬૮
મોહ ઉંઘમાં ઉંઘતા, પ્રાણી બંધ કરનાર;
કાળ કરીને નરકમાં, જાય કહ્યું કીરતાર. ૪૬૯
ઇચ્છા વિણુ દુઃખ વેઠીને, કાળ કરીને થાય;
દશ સહસ્ર વરસોતણું, સુર આયુ સુખદાય. ૪૭૦
કુમરણુ નિજ ઘાટથી, મરતા પ્રાણિ જેહ;
વ્યંતર બાર સહસ્રનો, થાય કહ્યું પ્રભુ તેહ. ૪૭૧
સરલપણે માબાપની, ભકિતનો કરનાર;
ચૌદ સહસ્ર વર્ષ તણો, પામે સુર અવતાર. ૪૭૨

શરમવડે શીયળ પાળતા, વ્યંતર થાય જરૂર;
  સોળચોક સહસ્ત્રાયુ તે, પામે સુખ સનુર. ૪૭૩
બાહ્ય વિગય નવને તજે, તે પામે સુરલોક;
  ચોરાસી સહસ્ત્રાયુથી, પુણ્યતણો તે થોક. ૪૭૪
બહુ જાતિ તાપસતણી, જયોતિષીમાં જાય;
  બહુમાં બહુ પલ્ય એક ને, લક્ષ વરસ અધીકાય. ૪૭૫
કુચેષ્ટા કંદર્પકથા, ગીત ક્રીડા ને નાચ;
  પ્રિય જેહને એહવું, પણ ચારિત્ર સાચ. ૪૭૬
આલવ્યા વિણુ એવા થકા, કલ્પ પહેલે પહોંચાય;
  એક પલ્યની ઉપરે, સહસ્ત્રાયુષ્ય પમાય. ૪૭૭
અંબડ આદિ સંન્યાસીઓ, બહુમાં બહુ બ્રહ્મલોક;
  સાગર દસની સ્થિતિએ, સલેહણા શુભ થોક. ૪૭૮
દેવગુરૂના દુષ્ટ જે, બોલે અવર્ણવાદ;
  તેર દધીનો કિલમુખી, પામે તે વિખવાદ. ૪૭૯
જ થખ પંચવૃત ધારીયો, કરી સંલેહણાદિક;
  દધી દસ અષ્ટાયુષ્યપણે, કલ્પ અઠ આરાધીક. ૪૮૦
ગોશાળા મળી જેહવા, કલ્પ દુવાદસ પહોંચાય;
  સાગર બાવીસ સ્થિતિએ, વિરાધીક દુઃખદાય. ૪૮૧
સાધુ અભિમાની વળી નિમીતીયા કહેવાય;
  તે પણ ત્યાં કણે ઉપજે, ચાકર તે લેખાય. ૪૮૨
જમાલી આદિ વળી, નિહ્નવ જે કહેવાય;
  સુર એકત્રીસ સાગરે, ગ્રૈવીક વિરાધીક થાય. ૪૮૩
અલ્પ આરંભ સુશ્રાવકો, કલ્પ દુવાદસ પહોંચાય;
  સર્વાર્થસિદ્ધ શું સાધુજી, આરાધિક સુખદાય. ૪૮૪
સમુદઘાત કરતા થકા, વરણ અને રસ ગંધ;
  છદ્મસ્થ તો દેખે નહિ, તીણ ચપટી સંબંધ. ૪૮૫
સાર ભલો ઉવવાઇનો, પ્રશ્ન વીસને બેય;
  ન્યુનાધિક જે ભાખીયું, માફી દીજે તેહ. ૪૮૬

માટે હરેક પ્રતિજ્ઞા પ્રેમપૂર્વક પાળી અવતાર સફળ કરવો, પણ કષ્ટ દેખી હીંમત હારી જવું નહિ. સત્પુરૂષો મરણાદિક કષ્ટથી ડરતા નથી, પણ પ્રતિજ્ઞાભંગથીજ ડરે છે. જે અખંડ પ્રતિજ્ઞા પાળે તે ઉત્તમ, અને તોડે તેને નીચ સમજવા. હવે તેનાપર એક દૃષ્ટાંત કહે છે.

## (૧૦૩) કલાંઠ બાયડીનો ત્રાસ વેઠી નિમ પાળનારની વાત.

કોઈ એક ગરીબ સ્થિતિનો વણીક સદ્ગુરૂની પાસે એકદા બોધ સાંભળવા ગયો હતો, તે વખતે વ્યાખ્યાનમાં ધર્મની ટેક વિષે બોધ ચાલતો હતો:—"ધર્મટેક લીધા પછી આવી પડતાં અચાનક અનેક સંકટમાં તે વખતે હીંમતથી સહનશીલતા ધરવી, પણ વ્રતભંગ કદિ નહિ કરવું. એવી સત્ય ટેકને નહિ તજવાથી થતા અસંખ્ય ફાયદા" વગેરે સદ્બોધ સાંભળીને તેને પણ એક જાતની ટેક લેવાની ઇચ્છા થઇ આવી, તેથી ઉભો થઇ નમ્રતાપૂર્વક "આજનો દિવસ તાંદળજાની ભાજી ન ખાવી" એવી પ્રતિજ્ઞા લેઇ તે ઘરભણી ચાલ્યો, સમય પ્રમાણે ઘેર આવી જમવા બેઠો. હવે એવું બન્યું કે તેજ દિવસે સ્ત્રીએ ભાજીનું શાક કરેલું હતું, તે શાક ભાણામાં આવતાં વાણીઓ તો વિચારમાં પડી ગયો. કારણ કે ઘરમાં તેને સ્ત્રી સંબંધી જરા પણ સુખ હતું નહિ, ઘરમાં સઘળું જોર સ્ત્રીનુંજ હતું, તે કરે તેજ થાય. તે તો માત્ર નામનોજ ઘરધણી ગણાતો હતો, પણ ગૃહિણી તરફનો તે પુરૂષને જરાપણ સંતોષ નહતો. કાળીનાગણથી તથા ક્રૂર વાઘણથી લોકો ડરે, તેમ બાયડીથી પગલેપગલે ડરીને તેને ચાલવું પડતું હતું. તેની સાથે સદા તે ક્રોધવાળી તથા ધર્મથી વિમુખ હતી, ભાણામાં ભાજી મુકી હતી, તે પડતી મુકી એકલો રોટલો ખાવા લાગ્યો, બીજું સાધન માગ્યું નહિ, અને મારે ભાજીની બાધા છે, એ જણાવ્યું પણ નહિ; કારણ કે તેથી ક્લેશ ઉત્પન્ન થાય. તેથી ભાજી પડતી મુકીને એકલો રોટલો ખાવા લાગ્યો, ત્યારે વાઘણની જેમ ધુરકતી સ્ત્રી બોલી ઉઠી કે, કેમ ભાજી ખાતા નથી? ત્યારે તે ધીમેથી બીતાબીતા બોલ્યો, આજે ભાજી ખાવાની ઇચ્છા નથી. ત્યારે વળી વધારે ક્રોધ કરી સ્ત્રી બોલી:—કેમ ઇચ્છા નથી? શું થયું છે? તમારા વાસ્તે બનાવી છે માટે ખાઓ, ખાધા વગર નહિ ચાલે. એમ અતિશય કોપ કરી પરાણે ખવરાવવા તત્પર થઈ, ત્યારે તેણે હીંમતથી ધીમેધીમે ઝીણે સાદે પણ બીતાંબીતાં કહ્યું કે, આજ તો મેં સાધુ પાસે ભાજી ખાવાની બાધા

લીધી છે, માટે નથી ખાવી. ત્યારે તો વધારે ક્રોધ કરી નાગણી જેમ ફુંફવાડા મારી ધુરકી કે શું બાધા લીધી છે ? ! ત્યારે તો ત્યાંજ રહેવું હતું, સાધુ થઇ જવું હતું, અહીંઆં ઘેર શું કામ હતું ? કોઈ દિવસ નહિ ને આજે બાધા લેવાનું શું સુઝયું ? કાગડાને મુખે રામ ક્યાંથી આવ્યા ? લો હવે ચાળા ન કરતાં ખાઈ લો ભાજીરોટલો ! મુકો બાધાઆખડી સાધુને ઘરે, આપણે વળી બાધા આખડી શું ? આવા નવા ઢોંગ ક્યાંથી લેઇ આવો છો ? પેટનું પુરૂં તો પરાણે થતું હોય, ને આવાં ભૂત ઘરમાં ઘાલવાં ! વગેરે ઘણાજ કઠોર શબ્દનો વરસાદ વરસાવ્યો. પુરૂષ તો બિચારો બિલાડી આગળ ઉંદરની માફક ઉંચું માથું પણ કરી શક્યો નહિ, તે તો બાપડો પશુની માફક સ્ત્રીવશ જીવન ગુજારે છે. ઉત્તમ સ્ત્રીરત્ન પૂર્વના પુણ્ય ને ભાગ્ય વિના પ્રાપ્ત થતું નથી. તે વિષે કહ્યું છે કેઃ—

> पूर्वदत्तेषु या विद्या । पूर्वदत्तेषु यद्धनम् ॥
> पूर्वदत्तेषु या कन्या । अग्रे तिष्ठति तिष्ठति ॥२०७॥
> लोकेषु निर्धनो दुःखी । ऋणग्रस्तस्ततोऽधिकम् ॥
> ताभ्यां रोगयुतो दुःखी । तेभ्यो दुःखी कुभार्यकः॥२०८॥
> आहारो द्विगुण स्त्रीणां । बुद्धिस्तासां चतुर्गुणी ॥
> षट्गुणो व्यवसायश्च । कामाश्चाष्टगुणः स्मृतः ॥२०९॥

**અર્થાત**—પૂર્વના પુણ્ય વિના વિદ્યા, ધન ને ઉત્તમ સ્ત્રીરત્ન મળતું નથી. વળી લોકમાં ઘણો દુઃખી નિર્ધન છે, તેથી વધારે દુઃખી દેવાદાર છે, તેથી ઘણો દુઃખી રોગીજન છે, અને તેથી એટલે સર્વથી વધારે દુ.ખી જેના ઘરમાં કુભાર્યા છે તેને સમજવો. વળી સ્ત્રીઓમાં પુરૂષ કરતાં આહાર બમણો અને બુદ્ધિ ચારગણી હોય છે, પણ તે બુદ્ધિબળનો ઉપયોગ કામી સ્ત્રીએ હલકા નીચ માર્ગમાં કરે છે, તેથી તે વિશેષ નિંદાય છે. વળી સ્ત્રીઓમાં ઉદ્યમ છ ગણો છે, ને કામવિકાર આઠગણો છે. આપણા દૃષ્ટાંતનાયક વણિકની સ્ત્રી કુભાર્યા હતી, તેણે તે સ્ત્રીનાં આક્રોશપૂર્વક બોલાયલાં સઘળાં વચનો સાંભળ્યાં, પણ ઉત્તર આપ્યો નહિ, તેમ ભાજી પણ ખાધી નહિ. પ્રેમપૂર્વક લીધેલી બાધાને ગમે તેટલાં કષ્ટો પડે તો પણ ન ભાંગવી, તેવો એનો દૃઢ નિશ્ચય હતો. ગુરૂએ કહ્યું હતું કે, જ્યાં કાંઇક ટેક છે, ત્યાં કષ્ટરૂપ

કસોટી આવ્યા વિના રહેતી નથી. ખોટ વેપાર કરનારને જાય છે, પણ નહિ કરનારને જતી નથી. લંછન સતીનેજ લાગે છે, પણ વેશ્યાને કાંઇ લાગતું નથી. લાજઆબરૂ શાહુકાર થઇને ચોરી કરે તેની જાય છે, પણ ભીલ કોળી વાઘરી કે જેનો હંમેશનો એ ધંધો છે, તેની ઇજ્જત કાંઈ જતી નથી. તેને માટે કહ્યું છે કઃ—

દુહો.

શાહુકાર જો ઘર ફાડે તો, પુરી ફજેતી જાગે;
કોળીભાઇને કલંક શેનું ? "ડાઘ ઉજળે લાગે." ૪૮૭
સતી શિરે જો કલંક ચડે, તો પ્રાણ પલકમાં ત્યાગે;
વેશ્યા કેરૂં શું વગોણું ?" ડાઘ ઉજળે લાગે." ૪૮૮

વળી ઉજળા કપડામાં ડાઘ લાગે છે, પણ મેલા અને કાળા કપડામાં ડાઘની કાંઇ બીક હોતી નથી. તેમ અનેક મુસ્કેલીઓ અમુક ધર્મ ટેક લેનારને નડે છે, પણ જે સદા છુટથી વરતે છે તેને શું ? "ભણે તેની પરીક્ષા લેવાય ને શિક્ષા થાય, પણ અભણની પરીક્ષા શી ? અને શિક્ષા પણ શી ?" માટે ધર્મની ટેક લેનારે આવી પડતી મુસ્કેલીઓને શાંતિપૂર્વક ધૈર્ય ધરી ઓળંગવી, તો આગળ જતાં સુખ મળે. વહાણ મહાસાગરને ઓળંગે, તો પછી રત્નદ્વીપ આવે; વળી ગુરૂએ મને કાંઇ પરાણે વ્રત આપ્યું નથી, આવી રીતે હીંમત રાખી કુંભારજીએ એટલું કહ્યા છતાં પણ ભાજી વિના એકલો રોટલો ખાવા લાગ્યો. ત્યારે ક્રોધ કરી પાછી તે નારી બોલી કે, હજી માનવામાં નથી આવતું ? ખાઓ છો કે નહિ ? તમારે ન ખાવાની બાધા છે, તેમ મારે પણ ખવરાવવાની બાધા છે, માટે તમને ભાજી ખવરાવું તોજ ખરી ! જો ન ખાઓ તો હવે તો તવેતો ઉનો કરી ડામ દઉં, પણ ભાજી ખવરાવ્યા વિના રહું નહિ. તમારા માટે ભાજી કરી છે, તે કેમ ન ખાઓ ! એમ કહી તાવેથો ચુલામાં ઉનો કરવા મુકયો, તેથી બિચારા વાણીઆને તો ભય ઉપજયો, કે રાંડ શંખણી જરૂર ડામ દેશે. કારણ કે ચાર હઠો શાસ્ત્રમાં કહેલી છે. (૧) સ્ત્રીહઠ (૨) બાળહઠ (૩) જોગીહઠ (૪) રાજાહઠ એ ચાર જણાઓ લીધી હઠ—જક્ક રઢ મુક્તા નથી. ગમેતેમ થાય પણ મારે બાધા તો તોડવી નહિ, એટલામાં તો એકદમ તાવેથો ઉનો કરી તે લાવી, તે ભાળી વાણીઆને ત્રાસ ઉપજયો, એકદમ ભયને લીધે બેબાકળો થઇ તે ઉઠીને

આત્માનું કાંઇપણ હિતસાધન થવા દેતી નથી. જો કે આ દુનિયામાં દરેક સ્થળે દરેક પદાર્થમાં ઉપદેશ રહેલો છે, પણ માયાનું જોર કમતી હોય અને હૃદય સવળું હોય, તો ઝટ ઉપદેશ જીવને લાગે ને સાનુકુળ થઈ પડે છે. નમીરાજ કંકણના ખડખડાટમાંથી બોધ પામ્યા, કરકંડુ રાજા ઇંદ્રધ્વજ દેખી બોધ પામ્યા, ગંધાર દેશનો નીગઇ રાજા બળદ દેખી બોધ પામ્યો, સમુદ્રપાળ નામનો શ્રેષ્ઠીપુત્ર ચોર દેખી વિરાગ પામ્યો; એમ દરેક સ્થળે વિરાગ ભરેલો છે. ભીખારી હાથમાં રામપાત્ર લઇ ઘરોઘરને વિશે રખડી ટુકડા માગી ખાતો હોય, તો તે પણ મનુષ્યને અપૂર્વ ઉપદેશ આપે છે, તે કહે છે કેઃ—

याचका नैव याचन्ति । शिक्षंति च पदेपदे ॥
दीयतांदीयतां लोका । न दातारमिदं फलम् ॥ २४३

અર્થાત—ભીખારી હાથમાં શકોરૂં—રામપાત્ર લઇ ઘેરેઘેર ફરે છે, તે માગતા નથી પણ સર્વને ઉપદેશ આપે છે કેઃ—હે લોકો ! મારા પાત્રમાં કાંઇક દો, નહિ દો તો મારા હાથમાં પાત્ર છે તે તમારા હાથમાં આવશે, જેવી મારી દશા તેવી તમારી દશા થશે, મેં નથી દીધું તેનું આ પ્રત્યક્ષ પરિણામ છે, તમે દીધું છે તેનું પ્રત્યક્ષ પરિણામ કે તમો પામ્યા છો. તમોએ દીધું છે, તેનું ફળ તમોને મળ્યું છે, માટે મારા પાત્રમાં કાંઇક દો. તમારે જોઇતુ હોય તો કાંઇક દો, તમારે સુખ ભોગવવું હોય તો મને દો. તમારા હિતને માટે દો, કારણ કે દાણાને એકના હજારગણા કરવા માટે ક્ષેત્ર ઉત્તમ સાધન છે, તેમ દાન પણ અપૂર્વ સુખ પામવા માટે એક સર્વોત્તમ સાધન છે. તે વિષે કહ્યું છે કેઃ—

व्याजे द्विगुणं वित्तं । व्यापारे चतुर्गुणम् ॥
क्षेत्रे शतगुणं वित्तं । दानेतु सहस्रगुणः ॥ २४४ ॥

અર્થાત—ધનને વધારવાના ચાર રસ્તા છે, જો ધન વ્યાજે મુકીએ તો બમણા થાય છે, વેપારમાં ચારગણા થાય છે, ક્ષેત્રમાં વાવીએ—નાખીએ તો સોગણા થાય છે, અને પ્રેમપૂર્વક દાન દેવામાં આપીએ તો હજારગણા થાય છે; તો દાન એજ ઉત્તમ પદાર્થ છે. એ પ્રમાણે ભીખારી અપૂર્વ ઉપદેશ આપે છે, વળી વિષ્ટા દેખી વિવેકીને વિરાગનું કારણ થાય છે. અહો ! આ વિષ્ટાની પૂર્વ સ્થિતિ કેવી

હતી ? તે મિષ્ટાન્નભોજન હતું, આ ગંદી દેહનો સંગ કરવાથી ઉત્તમ વસ્તુ ફીટી તે અશુચિ વસ્તુ બની ગઇ, પુદ્ગળનો સ્વભાવજ કેવો વિચિત્ર છે ? સારામાંથી નરસું અને નરસામાંથી સારૂં થાય છે.–એવો વિષ્ટામાંથી અપૂર્વ બોધ મળી આવે છે. વળી પરણતી વખતે ઉમંગભેર વરરાજા પરણવા જાય છે, પણ સાસુ કેવી અપૂર્વ બોધક વસ્તુઓ બતાવે છે ! સાસુ લોકવહેવારે વરરાજાને માંડવા બહાર ઉભા રાખી ત્રાક, રવાઇ, સંપુટ, ધુંસરૂં, ઇંડિયાપીંડીયા વગેરે કંઈ પદાર્થો બતાવીને છેવટે નાક પણ તાણે છે, તે દરેક પ્રકારમાં પણ અપૂર્વ ઉપદેશ રહેલો છે. છતાં પણ તે ગરજુ પુરૂષ નકટો નફ્ટ થઇ માંડવામાં પેસી સ્ત્રી સાથે હસ્તમેળાપ કરે છે. એ પ્રમાણે જીવાત્મા મોહમમતામાં પડી મનુષ્યજીવનનું ખરૂં રહસ્ય અને સાર્થક સમજી કે જોઇ શકતો નથી. તે વિષે કહ્યું છે કેઃ–

છપ્પો.

જેમ ઘાંચીનો બળદ, રાત ને દીવસ ફરીયો,<br>
જેમ ગધ્ધો ગુણહીણ, ભાર અણલેખે ભરીયો;<br>
પાડો જેમ પખાલ, પુંઠે પણ પરઠે પાણી,<br>
વેઠે પકડીઓ વીર, તરફડીને તે તાણી;<br>
જર રળે થઈ રાંકડા, વેઠ દુઃખ વધારીયો,<br>
સામળ નવ ખાધું ખરચીયું, તે જીતી બાજી હારીયો. ૫૫૫

મતલબ કે આ પ્રમાણે જીતી બાજી હારી જાય છે. અરે આ જીવાત્માની અજ્ઞાનતા તો જુવો ! કે જેના વડે આ જીંદગી સફળ થાવાની છે, તથા ભવસમુદ્ર તરી શકાય છે, તે પવિત્ર ધર્મનો તો કદિ આદર કરતો કે માન આપતો નથી, અને નાશવાન ધનધામધરામાંજ સદા ડુબ્યો રહે છે. પણ મૂર્ખા! એટલું તો જરૂર યાદ રાખવું, કે ધર્મ વિના સર્વ નકામું છે. તે વિષે કહ્યું છે કેઃ–

કવિત.

ધર્મ વિના ધનધામ, ધાન્ય ધુળધાણી ધારો,<br>
ધર્મ વિના ધરણીમાં, ધિક્કતા ધરાય છે;<br>
ધર્મ વિના ધીમંતની, ધારણાઓ ધોખો ધરે,<br>
ધર્મ વિના ધર્યું ધૈર્ય, ધુમ્ર થઈ ધમાય છે;<br>
ધર્મ વિના ધરાધર, ધુતાશે ન ધામધુમે,<br>
ધર્મ વિના ધ્યાની ધ્યાન ઢોંગઢંગે ધાય છે;

ધારો ધારો ધવળ, સુધર્મની ધુરંધરતા,
ધન્ય ધન્ય ધામે ધામે ધર્મથી ધરાય છે. ૫૫૬

વસંતતિલકા વૃત.

સંસારમાં મન અરે કયમ મોહ પામે,
વૈરાગ્યમાં ઝટ પડયે ગતિ એજ જામે;
માયા અહો ગણી લહે દિલ આપ આવી,
" આકાશપુષ્પ થકી વંધ્યસુતા વધાવી. " ૫૫૭

સંસાર એ એક દુઃખનો દરિયો છે, જેમાં અનેક પ્રકારનાં આધિ વ્યાધિ અને ઉપાધીનાં દુઃખો રહેલાં છે, જ્યાં એક દુઃખને માંડમાંડ મટાડીએ, ત્યાં વળી બીજાં તેર ઉભાં થાય છે. આવું હોવા છતાંપિ જીવને સંસાર મીઠો મધ ને વહાલો લાગે છે, તેટલું સદ્ગુરનું શરણ વહાલું પ્રિયકર નથી. કેટલીબધી અથાગ મહેનત કરીને પણ પરણવું ગમે છે, પરણતી વખતે સાસુએ બતાવેલી કેટલીક ઉપદેશક સંજ્ઞાઓ ઉપર જરા પણ લક્ષ અપાતું નથી, તે વિષય અમે સવિસ્તર સમજાવીએ છીએઃ-

દોહરો.

ઘણે સંકટે જ્યાં જગ્યા, પહોંચ્યાનો છે ઠામ;
સરસ સરતો પાળવી, આ તોરણ એ નામ. ૫૫૮

અર્થાત—ઘણી મહેનત કરીને એટલે ખર્ચ કરીને અગર દુઃખ વડાને તથા કેટલીએક આકરી સરતો કબુલ કરીને વર તોરણે પરણવા માટે જાય છે, ત્યારે સાસુ કહે છે કેઃ—" આ તો રણી " એટલે આ તો કરજ અથવા દેવું કબુલ કરે છે. વળી પણ .

'જાનૈયા વિષે' કહ્યું છે કેઃ—

ગાળો ખાવી ગામની, બેઅદબી તો થાય;
તેથી નામ પ્રથમથી, જાનૈયા કહેવાય. ૫૫૯

અર્થાત—ભલે ગમે તેવો મોટો આબરૂદાર માણુસ હોય, પણ તે જાનમાં ગયો હોય, તો તેને તે ગામના સાધારણ માણુસ પણ બેઅદબી શબ્દ બોલશે, અથવા ઠઠ્ઠામશકરી કરી જરા મજાકમાં ઉડાડશે. તેમજ ખાતી વખત પણ માંડવીયા ઘણી વાર જનૈયાની બેઅદબી કરે છે, તે પણ ખરેખર મોટા માણુસને ઘડીક શરમાવા જેવું થઇ જાય છે. ખાતી વખતે તો મોઢામાં કોળીઓ ને માથામાં ઢુંબો ખાધા જેવું થાય છે, ખાંડ ખાઈ ને ગાળો ખાવી, આમાંથી ઘણી વાર તો તોફાન થઇ જાય છે.

'માંડવીયા વિષે' કહ્યું છે કેઃ—

લાખ ટકાની છાબ જે, શોભાવંતી હોય;
અલ્પ વિના અટકાવી દે, માંડવીયા તે જોય. ૫૬૦

અર્થાત્—છાબમાં સારાં સારાં ઉમદા લુગડાં, તથા લાખો રૂપીયાનું ઘરેણુંગાંઠું હોય, પણ તેમાં કંકુ નાડાછડીનો પડો અગર બે પૈસાના ચાંદલા મૂકવા ભુલે, તો પાડોશમાંથી જોવા માટે આવેલા માણુસો પણ બે ઘડી અટકાવે. જેમ કે દરવાજે કોઇ શાહુકારનું ગાડું આવેલું હોય, તેને ગરીબ દરવાણી નાકેદાર પણ બે પૈસા માટે રોકી રાખે છે; તે મીસાલે માંડવીયા કહેવાય.—

— હવે સાસુ વિવિધ વસ્તુઓ બતાવે છે તે વિષે —

ધુંસળ મુસળ રવૈયો, ત્રાક તથા વળી તીર;
ઇંડીપીંડી ઉતારીને, ધર સંપુટીઉ ધીર. ૫૬૧

અર્થાત્—ધુંસળ (ધુંસરૂં) મુસળ (સાંબેલું) રવૈયો ત્રાક તથા તીર વળી ઇંડીયાપીંડીયા ઉતારીને પછી સંપુટીઉ ધરે છે. સાસુ પોંખવા આવતી વખતે એ બધી વસ્તુઓ લાવે છે, તે એક જાતની વરને ચેતવણી રૂપ સમસ્યા કરે છે. તેમાં પણ ઘણું બોધપ્રદ રહસ્ય રહેલું છે, તે સમસ્યા તથા બોધ સમજવા નીચે વાંચોઃ-

નાક તાણવાનું કારણ કેઃ—

સાથે આવ્યા સર્વ જે, નિંદાએ તે વાંક;
માટે સાસુ પોંખતા, પ્રથમજ તાણે નાક. ૫૬૨

અર્થાત—"માણુ જેવડું માથું જજો, પણ નખ જેટલું નાક ન જાજો" એવી જગતમાં કહેવત છે, પણ તું તો નાકટેક મુકીનેજ પરણવા આવ્યો છું, માટે નાક ખેંચી તેની આબરૂ લીધા જેવું કરે છે. જેની સાથે તારે સંબંધ છે, તેની એટલે સાથે આવેલાની હલકાઇ થવા દેતો નથી, પણ આ વખતે તો તારી સાથે આવેલાનેયે અપશબ્દો બોલે છે તે સાંભળી લેઈ સહન કરે છે; તેથી સાસુ સમજાવે છે કે તમે નાક શું રાખો છો? એક કોરે મુકો! વળી જ્યાં સુધી પરણ્યા ન હોતા, ત્યાં સુધી બ્રહ્મચારી ગણાતા હતા, પણ આજથી વર થતાં બ્રહ્મચારીમંડળમાંથી તમારા નામની નાસ્તી થઇ સમજવી માટે તમારૂ નાક લીધું? ધુંસળ વિષે સમસ્યા.

ધુંસળ કાંધે ધોરીતા, ચડી કરાવે કામ;

**તેમજ આ તમ ઉપરે, પડશે ધુંસળ આમ. ૫૬૩**

**અર્થાત**—જેમ બળદની કાંધ ઉપર ધોંસરૂં પડે છે, તે તેને સુખેદુઃખે પણ તરીલું તાણવું, પડે છે,તેમ તમારી કાંધ ઉપર આજથી સંસારવ્યવહારનું ધુંસરૂં પડશે તે તમારે ઉપાડવુંજ પડશે, માટે હજી ચેતાય સમજાય તો સારૂં. આમ ચેતવવા છતાં પણ ન માનવાથી પછી મુશળ બતાવે છે. **મુસળ વિષે સમશ્યા.**

**ખાંડણીયામાં ખાંડવા, પડેજ મુશળ જેમ;**
**સારી નરસી જગતની, તમે ખાંડજો તેમ. ૫૬૪**

**અર્થાત**—જેમ સાંએલું ખાંડણીયામાં ખાંડવાને પડે છે, ને તે સારૂં કે નરસું બધું ખાંડે છે, તેમ તમારે પણ સંસાર (ઘરસંબંધી) સારી નરસી વાત કચરી નાખવી, સ્ત્રીતરફની ઉપાધિરૂપી દુઃખપરંપરાને કે કોઈ સારીનરસી વાતો કરે તે સર્વને કચરી નાખવુ પડશે, ને સર્વ ઝખ મારી સહન કરવું પડશે, તમારે પણ વખતે કચરાવું પડશે માટે હજી સમજાય તો સારૂં ! આ સમસ્યાથી પણ ન સમજતાં વર મૌન રહે છે એટલે તે જાણે કે તેવી સરત પણ કબુલ કરતો ન હોય ?! પછી વળી સાસુ રવૈયો બતાવે છે.

**રવૈયા વિષે સમશ્યા.**

**તક્ર તણી જે ગોળીમાં, ફરે રવૈયો રોજ;**
**આ કન્યા કારણ તમે, ફરો તજીને મોજ. ૫૬૫**

**અર્થાત**—જેમ રવૈયો બંધનમાં આવી ચાર સારી ને ચારનું જે ચોકઠું કુલ તે મળી કુંડળીને આધારે રહી ગોળીમાં ફરવાનો નિયમ ધારણ કરેછે, તેમ તમારે પણ ચાર ફેરા ફરી ચાર સૌભાગ્ય રૂપી વાચા (આશિર્વાદનાં વચનો)માં રહીને ઉરમાં જેમ રવૈયો સિદ્ધોદાર ચાલે છે, અને સદા બંધનમાંજ રહે છે, તેમ તમારે પણ આ કન્યા પરણી સદાય બંધનમાં રહેવું પડશે, તેને આધિન થઇ જેમ કહેશે તેમ કરવું પડશે. મોજમજાઓને તિલાંજળી આપી મેલી દેઈ દેશપરદેશમાં રળવા ખાતર રખડવું ફરવું પડશે, માટે સમજાય તો સારૂં ! પછી સાસુ ત્રાક બતાવે છે. **ત્રાક વિષે સમશ્યા.**

**રહી રેંટીયામાં વળી, ત્રાક ભોગવે ભાગ્ય;**
**આ કન્યા કારણ તમે, કરો કુતુહળ ત્યાગ. ૫૬૬**

**અથાત**—જેમ ત્રાક રેંટીયામાં રહીને ચરખા વચ્ચે સિદ્ધિદોર

ચાલે છે, તો તેને માથે આખા જગતના ઢાંકણરૂપી સુતરની પાઘડી બંધાય છે, ને જરા વાંકી ચાલે (ઠરડાય) તો માથામાં ઠીંકરાના કટકા મારી સિધી કરે છે, ને સિધી થયા પછી હજુરમાં (પઠાણ) ચરખાને ઢાલ જે ફરણી ને નમ્રપણાની જનોઈ મળે છે, તેમ તમે પણ જગતમાં સિદ્ધા ચાલશો તો સારૂં થશે, ને વાંકા ચાલશો, તો નારીનાં મેણાં રૂપી ઠીકરાં માથામાં વાગશે. માટે આ કન્યા પરણીને તમારે આળસ પ્રમાદ ને મનની મોજ તજી તે સુખી થાય તેવા ઉપાયો યોજવા પડશે, ને તેના કહેણમાં રહેશો તો સુખી થશો, નહિ તો દુઃખમાં દિવસો ગાળવા પડશે; માટે હજી સમજાય તો સારૂ! તે પછી વળી સમસ્યારૂપ સાસુ તેને તીર બતાવે છે.

### તીર વિષે સમશ્યા.

**તીર ચડીને કામઠે, જ્યાં ફેંકે ત્યાં જાય;**
**આ કન્યા કારણ તમે કરો કબુલ સદાય. ૫૯૭**

**અર્થાત**—જેમ તીર કામઠે ચડીને જ્યાં ફેંકે ત્યાં જાય છે, તેમ આ કન્યા માટે તમારે બે પૈસા પેદા કરવા ઉદ્યમ કરવો—આદરવો પડશે, વળી કાંઇ કાર્ય માટે ગમે તે વખતે જ્યાં મોકલે ત્યાં જવું પડશે, ગમે તેમ કરી કમાઈ—રળી લાવી તેનું પુરૂં કરવું પડશે; માટે તે કબુલ કરો. દુઃખો સહન કરીને પરદેશ વેઠીને પણ કમાવું પડશેજ. પછી સાસુ ઇંડિપિંડી ઉતારીને દૂર ફેંકી દે છે.

### ઇંડિપિંડિ વિષે સમશ્યા.

**ઇંડિપિંડિ ઉતારીયાં, ગયાંજ ગોથાં ખાય;**
**તેમ તજી આ જગતને, જાશો તે ન જણાય. ૫૯૮**

**અર્થાત**—જેમ ઇંડિપિંડિ માથે ઉતાર્યા તે ગોથાં ખાઇને કયાં ગયાં તેની ગમ નથી, તેમજ તમે પણ આ દુઃખીયા જગતને તજીને કયાં જશો? તેની કંઇ ખબર નહિ પડે. વળી પરણ્યા પહેલું જીવતર નિરૂપાધીવાળું છે,પણ પરણ્યા પછી તો ક્યાંનાક્યાં ગોથાં ખાશો!

**રાખ થશે આ દેહની, લોકો જમશે ધાન;**
**રાખ ધાન છે પિંડિમાં, માનવ સાચું માન! ૫૯૯**

**અર્થાત**—આ દેહની રાખ થઇ જશે, ને પુંઠે રહેનારા લોકો દાહાડા કારજને નામે મિષ્ટાન્ન જમશે, તેજ મિસાલે આ ઇંડિયાપિંડિયા રાખ ને ધાનના બનાવવામાં આવે છે; અને સાનમાં સમજાવે છે કે

અંતે તો આ દેહની રાખ થશે ને લોકો ધાન જમશે. પછી છેવટે બધા વચ્ચે વર પાસે સંપુટીયું ભંગાવે છે.

**સંપુટીયા વિષે સમશ્યા.**

**જેમ સંપુટીયું ભાંગીયું, તજી તાત મરજાદ;**
**બાંધ્યા રહો કાચે ત્રાગડે પાત્ર પૈસો યાદ. ૫૭૦**

**અર્થાત**—જેમ પિતા વગેરે સર્વ વડીલોની લાજશરમ છોડીને સંપુટીયું ભાંગ્યું, તેમજ આ પરાયી–પારકી પુત્રી તમને બધાની શરમ તજાવશે. ને પ્રથમ મેં જે જે બોલ કહ્યા તે સર્વ યાદ રાખવા પડશે, તે પ્રમાણે વર્તવું પડશે,માટે તે સર્વ તમે કબુલ કરો, તો કન્યા પરણાવું! આ પ્રમાણે પરણવા જનારને સાસુ વિવિધ વસ્તુઓ બતાવીને ચેતવણી આપે છે. આ જીવ કોઇપણ રીતે ઉપાધી–પીડામાં પડી જીંદગી હારી ન જાય, તેટલા માટે તે સર્વ લગ્નપ્રસંગની બોધમય ચેતવણી રૂપે સમશ્યાઓ કરવાના જે રીવાજો પાડેલા છે, તે હેતુપુરસ્સર જ છે.

આ પ્રમાણે ભલી સાસુએ અપૂર્વ બોધક પદાર્થોથી સમજાવવા છતાંપિ પરણે છે, પરણ્યા પછી કેવાં કેવાં વિકટ કષ્ટ ઉભાં થાય છે? તે તો જાણીતી વાત છે. વાહ! માયાદેવી વાહ! તારૂં પરાક્રમ પણ અદ્ભુત છે, તારી લીલામાં ભલાભલા લેવાયા, ને ભુલવણીમાં ભુલી ગોથાં ખાધાં છે. પરણેલા પણ પુરણ પસ્તાય છે, અને નહિ પરણેલા પણ મનમાં મુંઝાઇને હીઝરાય છે–દુઃખી થાય છે, તેઓ મનથી ધારે છે કે અરેરે! મનુષ્યનો અવતાર પામી કાંઇ હાણ્યામાણ્યા નહિ, પરણ્યા નહિ, સંસારનો લહાવો લીધો નહિ! અમારો તે બાયડી વગરના વાંઢાનો અવતાર છે? જન્મ શું કામનો છે? વગેરે શબ્દો બોલીને હરવખત મનને ખેદ કર્યા કરે છે. માયાને આધિન બનેલા મનુષ્યો પોતાની સન્મુખ રહેલાં સુખોજ જુએ છે, પણ તેની પાછળ કેવું ભયંકર દુઃખ ભરાયું છે, તે તો જરા જોતા જ નથી. કદાચ જુએ છે અને જાણે છે, તો દરકાર રાખતા નથી, અને મેળવેલા સુખમાંજ નિમગ્ન રહે છે. માયા એ ભુલભુલવણીની મોહભરી અંધારી રાત છે, તેમાં ભણેલા વિદ્વાન પણ ભાન ભુલી ઝટ સપડાઈ જાય છે. સંસારની અસારતા જાણવા છતાં, દેખતા અનુભવતા છતાં, પણ આ આત્મા ચેતતો નથી. આત્મહિત ભણી દૃષ્ટિ સરખી પણ કરતો નથી; તેથી ખરેખર તેને મૂર્ખશેખરજ સમજવો. તેના ઉપર એક શેઠનું દ્રષ્ટાંત

## (૧૦૯) જાગતા ને ચેતતા પ્રમાદી શેઠના દેખતાં ચોર ફાવ્યા.

કોઇ એક લક્ષાધિપતિ શેઠ રાત્રીમાં છત્રપલંગ ઉપર સુતો હતો તે આળસુનો સરદાર હતો. રાત્રીના બાર વાગે તેના ઘરમાં ચાર ચોરો ચોરી કરવા આવ્યા, ખાતર પાડી ઘરમાં પેઠા ત્યારે કાંઇક ખડખડાટ થવાથી ઘરમાં સુતેલી ચતુર શેઠાણી જાગી ઉઠી. મનમાં વિચાર્યું કે ચોર આવ્યા જણાય છે, માટે હું એકદમ બુમ પાડીશ, તો મને સ્ત્રી જાણીને તેઓ હેરાન કરશે, અને કદાચ મારી પણ નાખે. કારણ કે તે તો મરણીયા થઇને પારકા ઘરમાં પેસે છે, માટે તેમને દયા હોય નહિ, તેથી લાવ શેઠને જગાડું–એમ ધારી ધીમે સાદે શેઠને બોલાવ્યા. સ્વામીનાથ! સાંભળ્યું કે? એમ બે ચાર સાદ પાડતાં શેઠ જાગ્યા અને સ્ત્રીને કહ્યું કે શું છે? શેઠાણી બોલ્યાં:–ઘરમાં ચોર આવ્યા છે, જાગો છો કે? નહિ તો જાગતા રહેજો. શેઠ કહે હા જાગું છું, તું તારે નિરાંતે સુઇ જા ફીકરચિંતા કરીશ નહિ, હું જાગું છું. પછી શેઠાણી નિશ્ચિંત ને નિર્ભય થઇ સ્વસ્થાને જઇ સુતી. ચોરો આ વાતચિતથી ભયભીત થઈ થોડીવાર તો ગુપ્તપણે મૌન રહ્યા, પાએક કલાક સુધી એમ સહુ શાંત રહ્યું ન કોઈ બોલે કે ચાલે, શેઠ પણ નિરાંતે પાછા ઉંઘવા લાગ્યા. ત્યારે ચોરોએ જાણ્યું કે ઠીક, આ શેઠ તો મહા એદી લાગે છે, તેથી તેના તરફનો બહુ ભય રાખ્યા જેવું નથી. એમ ધારી પાછા ચોરી કરવા લાગ્યા, પટારો ઉઘાડી અમૂલ્ય વસ્તુઓની ગાંસડી બાંધવા માંડી. આથી વધારે ભયભીત થઇ શેઠાણી શેઠ પાસે આવી, ધીમે સ્વરે જગાડવા લાગી, પાંચ સાત સાદે શેઠે હોંકારો આપ્યો, કહે શું છે? શેઠાણી બોલી:–છે શું? જાગો છો કે ઉંઘો છો? શેઠે કહ્યું:–શું કામ છે? જાગું છું. શું જાણતા નથી કે આ ચોર આવ્યા છે? ને ઘરમાંથી ખાતર પાડી માલમતા લેઇ જાય છે, તેની ખબર છે કે નહિ? મેં તમને પેહેલા પણ જગાડયા હતા માટે હવે શું કરવું? ત્યારે શેઠ બોલ્યા:–ભુંડી! તું તારે નિરાંતે સુઈ જા, હું જાગું છું. તારે જરાય ફીકરચિંતા કરવી નહિ. આ સાંભળી શેઠાણીને જરા ધીરજ આવી, ને સ્વસ્થાને જઇ સુતી. ચોરોએ પાછું પોતાનું ચૌર્યકર્મ થોડીકવાર બંધ રાખ્યું, તે એવા હેતુથી કે જરા વિશેષ ગડબડ થતી જણાય, તો આ સર્વ અત્રેજ પડતું મુકી જીવ લઈ નાશી જવું–એવો ઠરાવ કરી મૌનપણે ગુપ્ત રહ્યા. અડધો કલાક વિત્યો પણ કાંઈ વિશેષ બન્યું નહિ, શેઠે છત્રપલંગનો આશ્રય તજયો

નહિ. આળસદેવી તથા નિદ્રાદેવીના અધારાક શેઠ ઉપર એ દેવીઓની પુરણ મહેરબાની હતી, તેથી તેવો ઘેધુરજ રહ્યા, ખરેખર આળસ એ આત્માનો કટ્ટો દુશ્મન છે, તેણે આ આત્માનું બહુ બહુ બગાડયું છે. તે વિષે રાજર્ષિપ્રવર ભતૃહરિએ નીતિશતકમાં કહ્યું છે કેઃ-

**आलस्यं हि मनुष्याणां । शरीरस्थो महारिपुः ॥**
**नास्त्युद्यम समो बंधुः। कृत्वाऽयं नावसीदति ॥२४५॥**

**અર્થાત**—આળસ એ આત્માનો શરીરમાં રહેલો મોટો શત્રુ છે, ઉદ્યમ સમાન એકે બંધુ નથી, કે જેને સેવી મનુષ્ય સિદાતો—દુઃખી થતો નથી. ખરો આળસુ આપણો દૃષ્ટાંતનાયક શેઠ છે. તદ્દન બેપરવાઇથી શેઠને પલંગમાં પડેલો જોઇ ચોરોએ હાંસીપૂર્વક વિચાર્યું કેઃ—વાહ-વાહ! આવું વિચિત્ર સ્થાનતો કાંઈ મળ્યું નથી, અને મળવાનું પણ નથી. શેઠ તો ખરેખર પેલા મીયાંસાહેબ જેવોજ એદી છે, ત્યારે ચારમાંના એકે પુછ્યું કેઃ-મીયાં કેવો હતો? ત્યારે તેણે કહ્યું કેઃ-

**સાંભળો!** પાકેલી બોરડી તળે કોઇ મીયાં સુતો હતો, તે ઘણો આળસુ હતો. તેની છાતી ઉપર તે વખતે એક પાકેલું બોર પડયું તે જોઈ મીયાં બોલ્યો, એ બોર તો પડા, પણ મેરે સાલે મુખમેં નહિ પડા, છાતી ઉપર પડા. મુખમેં કયું નહિ પડા? અબ મુખમે કોણ દાલેગા? તેવામાં તે રસ્તેથી કોઇ એક ઘોડાવાળો નીકળ્યો, તેને મીયાંએ પોતાની પાસે બોલાવ્યો, હે ઘોડાવાળા! ઇધર આવ, તેરા કામ હે. સ્વારે જાણ્યું કે મીયાં કાંઇક સંકટમાં આવી પડયા હશે? એમ ધારી દયા લાવી, હેઠે ઉતરી મીયાં પાસે આવી બોલ્યો કેઃ-મીયાંસાહેબ! ક્યા હે? ફરમાવો, કુચ્છ કામ! મીયાં બોલ્યાઃ-દુસરા તો કુચ્છ કામ નહિ હે, પણ યે મેરી છાતીપર બોર પડા હે સો તુમ હાથમેં લેકર, મેરે મુખમેં ડાલ દે. તે સાંભળી ઘોડેસ્વાર તેની અત્યંત હાંસી કરતો ને બે ચાર કઠોર વાક્યો સંભળાવતો ત્યાંથી પાછો વળી ચાલતો થયો. પાછળથી મીયાં બોલ્યાઃ-બડે આળસુ દેખાતે હે, સાલે ઇતના બી હમેરા કામ નહિ કિયા. થોડીવાર પછી તે રસ્તે એક ઉંટવાળો નીકળ્યો, તેને પણ એ પ્રમાણે હેઠો ઉતરાવ્યો. તેથી તે કોઇ અગત્યનું કારણ જાણી પાસે આવી બોલ્યોઃ-ક્યા હે મીયાં સાહેબ? ત્યારે મીયાં બોલ્યા, દેખરે એ મેરી છાતી પર બોર પડા હે સો ઉઠા કર, મેરે મુખમેં ભેજ દે. આ વાકયથી તેને તો ઘણું લાગી આવ્યું, અને ખુબ હસતા

લાગ્યો, પણ પછી તેને કંઇક બોધ આપવા ખાતર તે બોર ઉપાડી તેના મુખમાં નહિ મુકતાં પોતાના મુખમાં મુકી ખાઇ ગયો. તેથી જરા રીસ લાવી મીયાં બોલ્યાઃ—કયું એસા કિયા ? ત્યારે કરડાકી-માં તે ઉંટવાળો બોલ્યોઃ—દેખો મીયાં સાહેબ ! આપ બહોત સુકુમાર હો આપકો ખાનેકી તકલીફ પડેગી, ઇતિની ભી ચાવનેકી આપકું તસ્દી ન પડે ઇન બાસ્તે મેં ઉઠાકર ખા ગયા. એટલું કહી મસ્કરી કરતો એ ચાર કઠોર વાક્યો સંભળાવી ઊંટવાળો ચાલતો થયો.

આ શેઠ પણ એ મીયાંનો ભાઇ જણાય છે, ઠીક આપણને આવો લાગ ફરી નહિ મળે, એમ કહી ગાંસડા ઉપાડી ખડકી બહાર ચોર નીકળ્યા. ત્યારે શેઠાણીએ એકદમ શેઠ પાસે આવી બુમ પાડી ફરી જગાડ્યા, ત્યારે શેઠે કહ્યું કે હેં શું છે ? શેઠાણી કહેઃ—હેં શું કરો છો, જાગો છો કે નહીં ? પેલા ચોર બધો માલ માથે ઉપાડી ખડકી બહાર નીકળી ચાલતા થયા. ત્યારે શેઠે કહ્યું કે હું જાગું છું, તારે ફીકર કરવી નહિ. ત્યારે શેઠાણી કહેઃ—અરે ! ધુળ પડી તમારા જાગવામાં, પેલા ચોર ધનમાલ તો ઉપાડી લઇ ચાલ્યા, તો પણ હું જાગું છું, હું જાગું છું, એમજ ખાલી બક્યા કરો છો. ત્યારે શેઠ બોલ્યાઃ—તે ભલેને લેઇ જાય, માલ લઇ જશે પણ ભરતીઉં ( બારદાન ) તો મારી પાસે છે ને ! ત્યારે શેઠાણી બોલ્યાંઃ—અરે ! ધુળ પડી તમારા વિચારમાં ! આમને આમજ જીંદગી વૃથા ખોઇ—વગેરે ઘણા કઠોર શબ્દો શેઠાણીએ શેઠને કહ્યા. પેલા ચોરો તો માલ લઇ બેધડક ચાલતા થયા.

આ દૃષ્ટાંત જીવાત્માને બરાબર સારી રીતે લાગુ પડે છે, શેઠ સમાન આ જીવ જાણવો. તેની પાસે જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ વગેરે ઉત્તમ ગુણોનો ખજાનો ભરપૂર છે, તેને ચોરવા માટે ક્રોધ, માન, માયા ને લોભરૂપી ચાર ચોરો ઘરમાં પેઠા છે. આ જીવરૂપી શેઠ અજ્ઞાન-રૂપ છત્રપલંગમાં મોહરૂપી પછેડો ઓઢી નિરાંતે સુતો છે, તેને સુમતિ રૂપી સદ્‌ગુણી સ્ત્રી જાગ્રત કરવા આવે છે, પણ આ એદી જીવ માયાની અંધારી રાતમાં મોહનિદ્રાને વશ પડેલો હોવાથી સુમતિના જગાડવાથી જાગતો છતાં ઉંઘતાના જેવાં કામ કરે છે. આ જીવરાજ શેઠની આવી બેપરવાઇ દેખી ચોરો નિશ્ચિંતપણે પોતાનો ધંધો ધમધોકાર ચલાવે જાય છે, અને જ્ઞાન ખજાનો લુંટાય તેટલો નિડરપણે લુંટે છે. ખરેખર ઉન્નતિની આશા રાખનારા વિવેકી જનોએ નીચલા છ દોષોને વર્જવા જોઇએ, અથવા તો જેમ બને તેમ ઓછા કરવા પ્રયત્ન કરવો જોઇએ.

षड्दोषा पुरुषेणेह । हातव्या भूतिमिच्छता ॥
निद्रा तन्द्रा भयं क्रोध । आलस्यं दीर्घसूत्रता ॥२४६॥

**અર્થાત**—આત્મઅભ્યુદયની ઇચ્છા રાખનારા ઉત્તમ પુરૂષોએ ૭ દોષ હમેશા વર્જવા જોઇએ. તે જેવા કે:-નિદ્રા, આળસ, ભય, ક્રોધ, પ્રમાદ, અને દીર્ઘસૂત્રીપણું એટલે બેપરવાઇ (હા થાય છે થશે) એવા મંદ વિચાર કરવાપણું એ ૭ દોષો આત્માને ભારે હાનિ કરનારા છે. માટે સુજને તેનો સર્વથા ત્યાગ કરવો, એજ મહાલાભનું કારણ છે. તેનો ત્યાગ કરનારા પરમસુખને પામે છે. (૫૭)

विरम विरम रे रे रामरामानुरागात् ।
नहि बत भविता सा प्राणत्यागात्त्वदीया ॥
इति निगदित आप्तैर्नैव मेनेदसास्यो ।
ननु निज कृतकर्म क्षालनेकः क्षमोऽन्यः ॥९८॥

**અર્થ—હે રાવણ ! તું રામપત્ની શ્રીસીતાજીના અનુરાગથી પાછો હઠ, કારણ કે તે સીતા પોતાના પ્રાણ જતાં સુધી પણ તારી થવાની નથીજ. એ પ્રમાણે આપ્તજનોએ ઘણું ઘણું કહ્યું, પણ તેણે માન્યું નહિ. ખરેખર પોતાનાં કરેલાં કર્મો કોણ અન્ય જન ભોગવે ? પોતાનાં કર્મ તો પોતેજ ભોગવવાં પડે છે. ૯૮.**

**ભાવાર્થ**—આ શ્લોક રાવણ પ્રતિ ઉક્તિનો છે. રામ અને રાવણની વાતોથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. તેથી પિષ્ટપેષણ ન્યાયે વિશેષ વિસ્તાર કરવાની અત્રે આવશ્યક્તા નથી, તો પણ તે વાતોમાંથી ઘણી હિતશિક્ષા અને સુબોધ મળે છે. પ્રાયે કરી મહાન પુરૂષોનાં જીવનચરિત્રો તથા પોતાની જીંદગીમાં સ્વહસ્તે બનેલાં શુભાશુભ કૃત્યોનું કથન પાછળની દુનિયાના મનુષ્યોને ઘણું બોધદાયક બને છે.

માટે આ શ્લોકમાંથી પણ વાંચકવર્ગને ઘણું સમજવા શીખવાનું મળી આવે તેમ છે.

જ્યારે મનુષ્યોની બુદ્ધિ બગડે છે, ત્યારે તેના હૃદયમાં વિપરીત વિચારો સ્ફુરે છે. કહેવત છે કે "ઘો મરનારી થાય ત્યારે વાઘરીવાડે જાય" તેમ બુદ્ધિ બગડવાથી મનુષ્ય પણ અકર્તવ્યને કર્ત્તવ્ય માને છે, ને પોતાના હૃદયમાં અવળા વિચારો ગોઠવે છે અને ન કરવાનું કરે છે. તે વિષે કહ્યું છે કેઃ—

**न भूत पूर्वं न केन दृष्टं ।**
**हैमं कुरंगो न कदापि वार्ता ॥**
**तथापि तृष्णा रघुनंदनस्य ।**
**विनाशकाले विपरित बुद्धिः ॥२४७॥**

**અર્થાત**—રામચંદ્રજી જેવા પ્રતાપી અને જ્ઞાની પુરૂષના હૃદયમાં સ્ત્રી વાક્યની પ્રબળતાથી વિપરીતતાનો ભાસ થયો. જેમકે સોનાનો મૃગ કોઇએ સાંભળ્યો નથી, તથા કોઇએ જોયો નથી, તો પણ રઘુનન્દન શ્રીરામચંદ્રજીને તે હરણ પકડવાની તૃષ્ણા ઉત્પન્ન થઇ, અને તે પકડવા માટે પાછળ દોડયા. થોડીવારે સિંહનાદ થયો, તેથી શ્રીરામને મદદ કરવા કાજે સીતાજીનાં અસહ્ય વચનબાણના પ્રહારથી નાછુટકે શ્રીલક્ષ્મણજી પણ સીતાજીના રક્ષણ ખાતર રામરક્ષાની હદ બાંધીને ગયા. અને સીતાજીને કહ્યુંઃ—ઓ માતા! તમારાં વિપરીત વચનરૂપી પ્રહારથી હું રામ પાસે જાઉં છું, તમારા મુખનું વિપરીત ભાષણ અને અયોગ્ય રીતે મુકાએલો આરોપ મને શંકુ—સોઇયા તુલ્ય સાલે છે, માટે અનિચ્છાએ હું જાઉં છું, અને તમોને ભાર દેઇ ચેતાવું છું કે તમારૂં શ્રેયઃ ઇચ્છતાં હો તો આ રામમંત્રોચ્ચારથી બાંધેલી હદ ઓળંગી પગ મુકી બહાર નીકળશો નહિ. ખરૂંજ છે કે જ્યારે દિવસ ફરે ત્યારે અવળા વિચારો થાય છે.

દુહો.

દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજા જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ. ૫૭૨

એટલું કહી ચાલતા થયા. તેમને ગયે થોડીવાર થઈ તેટલામાં તો પાછળથી જોગીરાજના વેશમાં કામી હરામી ને કપટી રાવણ આવી ખડો થયો, અને ભીક્ષાને બહાને નિર્દોષ બાળાને ખભે ઉઠાવી અ-

શોકવાડીમાં લઈ જઇ મુકી. પ્રાયે કરી ધૂર્ત્ત મનુષ્યો ધર્મને બહાને ભોળા લોકોને ભરમાવી છેતરવામાં વધારે ફાવી શકે છે, એ આધુનિક પુરાતની ઘણા દાખલાઓથી સાબિત થાય છે. હવે અત્ર વાંચકવર્ગને શંકા ઉત્પન્ન થશે, કે સીતાને અશોકવાડીમાં મુકયાં તો પરભાર્યો પોતાના રાજમહેલમાં ઉપાડી કેમ ન ગયો ? પણ તેને પરસ્ત્રીનું નિયમ હતું, માટે અશોકવાડીમાં રાખી તેને સમજાવી મનાવી તે પોતે હા પાડે, તોજ પોતાના મહેલમાં દાખલ કરવી, ન માને ત્યાં સુધી રીબાવવી દુઃખ દેવું, હેરાન કરવી, પણ તેની સાથે બળાત્કાર કરી વ્રત ભંગ કરવું કરાવવું નહિ, તેમ પાછી પણ ન મોકલવી. આવા નિશ્ચયથી અશોકવાડીમાં સીતાને લાવી રાવણે મુકયાં.

મંદોદરીને તેડાવીને કહ્યું કે, જાઓ સીતાજીને સમજાવી આપણા મહેલમાં તેડી લાવો. મંદોદરી આ બાબતમાં તલ માત્ર પણ ખુશી નહોતી, છતાં પતિના અત્યાગ્રહથી કેટલુંએક સખીમંડળ સાથે લઇ અશોકવાડીમાં આવ્યાં. આ સમયે સીતાજીનો દેખાવ કોઇ એ રતરેહનોજ હતો. આ પ્રકારના અકસ્માતથી પોતાના હૃદયમાં અફસોસનો પાર નહોતો. લક્ષ્મણજીના મર્મ ભરેલા પણ માયાળુ નિખાલસ ઉદ્ગારો અત્યારે તેની ચક્ષુમાંથી અશ્રુધારા વરસાવતા હતા, તેના શરીર ઉપર સર્વત્ર ચિંતાગ્નિથી પ્રસ્વેદ બિંદુ ઝળકી રહેલાં હતાં, શ્રાવણભાદરવો જાણે ઉલટયો ન હોય ? તેમ તેની કંચુકી આદિ વસ્તુ અશ્રુપ્રવાહથી ભીંજાઇ ગયાં હતાં,સુવર્ણ મૃગચર્મની કંચુકી પહેરવાની આશાનું આવું વિષમ પરિણામ આવ્યું, તેથી પાપી કંચુકીની આશાને પૂર્ણ જોરથી ધિક્કારતી હતી.

**સવૈયો.**

**ઝાંખી ઝરૂખનસે ચંડી ચાંદની પાય ધમંક ધમંક ગીરેરે,**
**ઓરી ભઈ બદ્દરાન વિલોકન મેઘ ઠમંક ઠમંક ઝરેરે;**
**મોરન શોર સુણી અંખીયા જળ બુંદ ટમંક ઠમંક પડેરે,**
**સાગર નાગર જયું ઉલસ્યો શિર સીત સીમંક સીમંક ઝરેરે ૫૭૨**

આ પ્રમાણે ઘણી મીઠી મુંઝવણમાં પડેલી જગત્પતિની પત્ની છતાં રંક જેવી જણાતી, જાણે મંદમંદ રૂદન કરતી તેજસ્વી વનદેવી હોય નહિ ? એમ ભ્રાંતિને ઉત્પન્ન કરતી એવી સતી સીતાને જોઇ મન્દોદરી આશ્ચર્યચકિત થઈ ગઇ. સીતાજીએ પણ આ મહિલામંડળ જોઇને વિસ્મય પામી વિચાર્યું, કે અરે આ સ્ત્રીમંડળ અત્રે શા સારૂં

આવતું હશે ? " **यथा राजा तथा प्रजा** " જે રાજા અનીતિવાન છે. તેની પ્રજા પણ તેવીજ રાક્ષસી હશે, રખે મને આમંત્રણ માટે અત્રે આવતું હશે ? ભલે ગમે તેમ હોય, મારે તેની સામું પણ જોવાની શી જરૂર છે–એમ ધારી પુંઠ ફેરવી અવળે મુખે થઈ બેઠાં. આ પ્રકાર મંદોદરીને અનિષ્ટ લાગ્યો, મનમાં ખોટું લાગ્યું. જરા હૃદય રોષાકુળ બન્યું, અને પછી કટાક્ષપૂર્વક બોલ્યાં કેઃ–

મંદોદરી કહે કરજોડી, અમ અબળા પર શી રીસ ?
આવાં હતાં સતી સાધવી, ત્યારે શીદ છોડયા જગદીશ ?
અહોને વિનતિ સુણીએ. ૧

મતલબ કે હે સીતાજી ! તમો અને અમો સતિત્વમાં સમાન છીએ, તો મારા પ્રત્યે રીસ કરવાનું શું કારણ હતું. મને જોઇ આપ મુખ ફેરવી શા માટે બેઠાં ? છતાં એટલું બધું જો તમારામાં સતીત્વ હતું, તો પોતાના પતિ જગદીશ શ્રીરામથી છુટાં શા માટે પડયાં ? વગડામાં શા માટે એકલા મોકલ્યા ? એવી સોનેરી ત્વચાની કાંચળી ન પહેરીએ ! આ પ્રમાણે વાતવાતમાં મદોદરીએ સ્ત્રીપણું બતાવી કટાક્ષપૂર્વક મહેણું માર્યું. આ વચન–પ્રહારે સીતાજીના હૃદયને ગમગીન કરી નાખ્યું, હૃદય પુરજોશમાં આવ્યું, અને મોઢું ફેરવી ક્રોધપૂર્વક બોલ્યાં કેઃ—હે મંદોદરી ! અસહ્ય કટાક્ષપૂર્વક પુછાએલા પ્રશ્નનો ઉત્તર મારે જરૂર દેવો જોઇએ, મેં મારા પતિ શ્રીજગદીશને શા માટે છોડયા તે ઇચ્છા છે તો સાંભળો.

તારો લંકાગઢ ઉથાપન કરવા, વળી ખોવાને દશ શીશ;
મુજ કલંક ને તુજ રંડાપો, તે માટે છોડયા જગદિશ.
અહોને વિનંતિ સુણીએ. ૨

મતલબ કે તારો લંકાનો ગઢ સાવ સોનાનો છે, તેને ઉથાપન કરવા, તથા ગઢને કાંગરેકાંગરે અગ્નિની જ્યોત લગાડવા મારા પતિને છોડયા છે. તથા તારો પતિ રાવણ કે જેને દશ માથાં રહેલાં છે, તે દશે માથાંને રણવગડામાં લોટકાની માફક રખડાવવાને મેં મારા પતિને છોડયા છે. એક માથાવાળાને પણ મગજમાં પવન માતો નથી, તો દશ માથાવાળા તારા પતિના મગજમાં તો કેટલોએ પવન ભર્યો હશે ? પણ તે દશે માથાંને વગડામાં લોટકાની માફક ન રોળાવું તો મારૂં નામ સીતા નહિ. વળી મને તો એટલું કલંક લાગશે કે, "સતી

સીતા રાવણના રાજ્યમાં રહી આવ્યાં" એટલુંજ, પણ તારો તો ચાંદલો, ચુડલો અને ચોટલો એ ત્રણે વાનાં ઉતરાવવાને માટે અહિં હું આવી છું. અને એટલા માટેજ મેં મારા પતિને છોડયા છે. એમ ચોક્કસ માનજો.

વાતવાતમાં કેવા કટાક્ષ વાક્યના પ્રહારો કરી દીધા ? ગમે તેમ તોય અજવાળી પણ રાત તો ખરીજ, તેમ સ્ત્રીની મતિ પાનીએજ હોય, સાહસ કામમાં સ્ત્રીજાતિને ભાગ્યેજ વિચાર હોય છે. નીતિશાસ્ત્રે સ્ત્રીજાતિમાં સ્વભાવિક સાત દોષો નીચે પ્રમાણે વર્ણવ્યા છે.

**अनृतं साहस माया । मूर्खत्वमति लोभता ॥**
**अशौचं निर्दयत्वं च । स्त्रीणां दोषा स्वभावजा ॥२४८॥**

**અર્થાત**—જુઠું બોલવું, સાહસ કામ કરવું, માયા કપટ કરવું, મૂર્ખપણું, અતિ લોભીપણું, શુચિ રહિતપણું, તથા નિર્દયતા એટલા દોષો સ્ત્રીઓમાં સ્વભાવિકરીતે હોય છે. મંદોદરીને આ મર્મભેદક પ્રહારોથી બહુ લાગ્યું, પોતે વાવેલાં બીજનું વૃક્ષ ઉગ્યું, તેથી પશ્ચાતાપનો પાર રહ્યો નહિ.સ્વભાવિક રીતે વદાયલાં વચનોનું આ વિષમ પરિણામ આવ્યું. અને મન સાથે દૃઢ કર્યું, કે એનું બોલવું જરૂર ફળવાનું, મારો પતિ અનીતિના અંધારામાં પછડાયો છે, તેથી આખરે સત્યજ તરવાનું. કહેવત છે કે:—"**ધર્મે જય અને પાપે ક્ષય**" આ લોકમાં કદાચ અનીતિ ભલે ફાવી જાય પણ પરલોકમાં તો ફાવવાની નહિજ. ને વિષે કહ્યું છે કે:—

**દુહો.**

**સાહેબકે દરબારમેં, સચેકું શીરપાવ;**
**જુઠ તમાચા ખાયગા, કહાં રંક કહાં રાવ. ૫૭૩**
**જબ લગ તેરા પુન્યકા, પહોંચત હે કરાર;**
**તબ લગ ગુના માફ હે, ભલે અવગુણ કરો હજાર. ૫૭૪**

પછી મંદોદરી તો કાંઇપણ બોલ્યા કર્યા વગર ખિન્ન વદને મનમાં અફસોસ કરતી પાછી ગઇ. પ્રિય વાંચકો ! તે ઘેર ન પહોંચે તેની પહેલાં ચાલો, તેના મહેલમાં દાખલ થઇને આપણે તપાસીએ, કે પેલો અહંકારી રાવણ શું કરે છે? તેને તો અત્યારે હર્ષનો પાર રહ્યો નહોતો, તે તો પોતાની માનકામના કલ્પનાના કાચમાં સિદ્ધ થયેલી જોતો હતો. ખરેખર કામીને કર્મની બીક ન હોય, કામી કુળ ન આ-

ળખે. વળી **"कामातुराणां न भयं न लज्जा"** અર્થાત કામાતુર મનુષ્યોને ભય અને લજ્જા હોયજ નહિ. રાવણ તો ધારતોજ હતો, કે હમણાં તેડી વાજતેગાજતે સર્વ સુંદરીમંડળ પધારશે, અને આનંદ-મંગળનાં ગીતો ગવાશે. પણ પોતે કરેલા અન્યાયનું પરિણામ કેવું ભયંકર આવશે? તેની તો તેને લેશ માત્ર પણ કલ્પના ક્યાંથી આવે! ખરેખર વિષયવાસનાજ એવી બળવાન છે, તે કર્તવ્યને ચુકાવી દે છે, અકર્તવ્યના ઉંડા ખાડામાં ધકેલી પાડે છે. તે વિષયલાલસાએ મોટામોટા વિદ્વાન જ્ઞાની મહાત્માઓને પણ કામકીચમાં ધકેલી પાડી છેક પરતંત્ર બનાવેલા છે. ખરેખર સ્ત્રીસંબંધી વિષયવાસના તજવાનાં સુબોધ-વચનો સંભળાવવાં તો સહેલાં છે, પણ વિષયવાસના તજવી મહા-મુશ્કેલ છે. અનાદિ કાળથી આ આત્માને એજ રટણ છે, તેથી કદાચ બોલવામાં ત્યાગ વચનો નીકળે ખરાં, પણ બોલી પ્રમાણે ચાલીને સત્ય કરી બતાવવાના પ્રસંગમાં તો ઘણુંજ મુશ્કેલ છે. કહ્યું છે કેઃ—

લિખના પઢના ચાતુરી, સબી બાત હય સ્હેલ;
કામદહન મનબશકરન, ગગનચઢન મુશ્કેલ. ૫૭૫

આ સંબંધમાં રાજર્ષિ પ્રવર ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

**भवति वचसि संगत्याग मुद्दिश्य वार्ता ।**
**श्रुत मुखर मुखानां केवलं पंडितानाम् ॥**
**जघनमरुणरत्नग्रंथि कांचि कलापं ।**
**कुवलयनयनांगी को विहातुं समर्थः ॥ २४९ ॥**

અર્થાત—શાસ્ત્રપઠનથી વાચાળ બનેલા પંડિતોની વાણીમાંજ "સ્ત્રીનો સંગ ન કરવો" એવી વાતજ માત્ર થાય છે, પણ ત્યાગ તો થતોજ નથી. કારણ કે ચારૂગાત્રી સુંદરીને મનથી તજવા કોણ સ-મર્થ છે? હાથીનો મદ હરવામાં કેટલાએક શૂરા છે, પણ કામદેવને જીતનારા તો જવલ્લાજ ઘણા દુર્લભ છે! તાત્પર્ય કે વિષયવાસના એવી પ્રબલ છે. ચોરી કરવાથી માલ ધણીના મનમાં શું થતું હશે? તેનું ચોરને ભાન ક્યાંથી હોય? અને હોય તોય તેની દરકાર તે શા માટે કરે? સ્વાર્થીજનો તો નિજ સ્વાર્થ સામું જુએ છે, પણ પરપીડને પોતાની વિપત્તિને જોતા નથી. અનીતિનો આરંભ એજ વિપત્તિને

આમંત્રણ છે, પણ માયાની અંધારી રાત્રીમાં ભુલા પડેલાને ભાગ્યેજ એ વાતનું ભાન આવે છે.

થોડી વારે મંદોદરી આવી પહોંચી, પણ તેનો ચહેરો કોઇ જુદીજ આકૃતિવાળો જણાતો હતો, મુખ ઉપર શોક છવાઇ રહેલો હતો, હૃદય ચિંતાજવાળાથી પ્રજવલીત બન્યું હતું, ક્રોધરૂપી ભુજંગ દષ્ટિમાં ભ્રકુટી ચડાવી ડંખવા તલપી રહેલો હતો, અને નેત્રકમળો જાણે અશ્રુપ્રવાહને વરસાવતાં ન હોય એવાં લાગતાં હતાં, એમ સર્વ ગંભીર જણાતું હતું. મંદોદરી મ્લાન વદને સન્મુખ આવી ઉભી રહી ક્રોધાવેશથી રોષાકુળ થઇ બોલી કેઃ—

કહેરે કુબુદ્ધિ કંથ ! કોણ હિ સીખાઇ તોકું,<br>
એસીહી કુબુદ્ધિ કિનીષ્ઠ કુલહાર કુલ–જાનકી;<br>
રઘુપતિ ઇશ જગદિશ, તુમ હિ ન જાણ્યો,<br>
થાંસુ થેં બિગાડી સબ કિની નિંદાનકી;<br>
જનકકીજાયા જોગમાયા કહાવે સતિરૂપ,<br>
વાંકુ હરલાયો સબ કિની લડકાનકી;<br>
કહે રાવનકી રાની; બહુ શ્યાની મુખ બાની,<br>
પ્રિય જાનકી નહિ આની, એ તો નિશાની ઘરજાનકી. ૫૭૬

મંદોદરીએ કહ્યું કેઃ—હે કંથ ! આ પ્રકારની કુબુદ્ધિ તમને કોણે શીખવાડી ? જોગ માયારૂપ જનકની જાયાને બળાત્કારે ઉપાડી લાવ્યા, તેમાં તમે બાળકવેડાજ કર્યા છે, અને આખી દુનિયામાં નિંદાને પાત્ર થવાનું કામ કર્યું છે, માટે હે પ્રિય પતિ ! હું તમને કડવા પણ સાચા હિતકર ખરા શબ્દમાં કહું તો "તમે ખરેખર જાનકી લાવ્યા નથી પણ ઘર જવાની નિશાની લાવ્યા છો." વળી પણ તેણે કહ્યું કેઃ—

છપ્પો.

કંથેરને ઝાડ કેળાં ન ઉતરે, એ સર્કરે નહિ ઈક્ષુ સાંઠો;<br>
બરાસ બહેકે કરી, લસણ જો બોઇએ,<br>
બહોત ગંધ તજે નહિ એજ ગાંઠો;<br>
અનશ્વને બાંધીએ અશ્વ માંહે જઇ;<br>
ભુકતાં કાઢશે કોપ કંઠો;<br>
કહત મંદોદરી સર્વ સરીખડા,<br>
કડવી તુંબડીનો વેલો વંઠયો. ૫૭૭

એ વગેરે ઘણા શબ્દોમાં પોતાથી થયેલી ભુલ સુધારવા અને

સીતાજીને પાછાં સોંપવા હિતવચનો કહ્યાં, પણ તે સર્વ તપેલા લોઢા ઉપર પાણીના બિંદુની માફક વદન નકામાં ગયાં. ત્યારે ફરી કહ્યું:–હે પ્રાણજીવનપતિ ! આશાના ભોક્તુઓ લાલચની સાંકડીશેરીમાં અથડાઇ ઘુંચાય છે, પણ તેની પાછળ ઉભેલી અને ડોકીયાં કરી રહેલી વિપત્તિને જોતા નથી. તમો ખરેખર એક લાલચમાં સપડાયલા બ્રાહ્મણ જેવુંજ કરો છો, તે બ્રાહ્મણ પાછળથી પસ્તાણો, તેમ તમારે પણ પાછળથી પૂર્ણ પસ્તાવું પડશે. ત્યારે રાવણે કહ્યું કે:–મંદોદરી ! તે બ્રાહ્મણ કોણ ? અને કેવી રીતે પસ્તાયો ? તે કહો. તે સાંભળી મંદોદરી કહે છે કે:—

## (૧૦૯) તરતબુદ્ધિ ચતુર પ્રવાસી ને મૂર્ખ લોભીયાની વાત.

કોઇ મુસાફર વનમાં થઇને જતો હતો, તેવામાં તેને એક રીંછ માર્ગમાં મળ્યો, તે રીંછે આવીને પેલા મુસાફરને પકડયો. પોતાના બચાવ માટે બીજો કાંઇ ઉપાય તો સુઝયો નહિ, પણ તેને યાદ આવ્યું કે રીંછના બે કાન પકડયા હોય, તો તેનું જોર ફાવતું નથી–એવું લોકો કહે છે. એમ વિચારીને ઝટ તેણે તે રીંછના બે કાન પકડયા, એટલે રીંછનું જોર ફાવ્યું નહિ. પછી રીંછ નરમ પડી પેલાના હાથમાંથી કાન છોડાવવાને મહેનત કરતું હતું, અને પેલો તેને જોરથી પકડી રાખતો હતો. એવી ગડમથલ કરવાંકરવાં મુસાફરની કમરે બાંધેલું વસ્ત્ર ફાટયું, અને તેમાં બાંધેલી સોનાની મહોરો નીચે પડી વેરાઇ ગઇ. એવામાં કોઇ મૂર્ખ અને લોભી માણસ ત્યાં આવી ચડયો, તેણે પેલા પુરૂષને, રીંછને તથા જમીનપર પડેલી સોનાની મહોરોને જોઇને કહ્યું કે:–હે ભાઇ ! તું આ શું કરે છે ? આ સોનાની મહોરો કેવી ? આ રીંછના કાન કેમ પકડયા છે ? મુસાફરે મનમાં વિચાર્યું કે આ રીંછ મને વળગ્યું છે, તે કોઇ યુક્તિથી આને વળગાડી દેવાય તો હું ઝટ છુટો થાઉં, એમ વિચારી તે બોલ્યો કે:–ભલા ! તું આ સોનાની મહોરો દેખતો નથી.

મૂર્ખ:—હા હું દેખું તો છું પણ એ ક્યાંથી આવી ?

મુસાફર—તે આ રીંછના મોઢામાંથી ખરી પડી.

મૂર્ખ:—શી રીતે રીંછના મોઢામાંથી સોનાની મહોરો નીકળી ?

મુસાફર:—ભલા માણસ તું જુવે છે તો ખરો કે એટલા માટે તો હું આ રીંછના કાન આમળું છું.

મૂર્ખઃ—ભાઇ! જો ખરે એમ હોય તો થોડીવાર મને કાન ચીમળવા દેશો તો મોટો ઉપકાર થશે.

મુસાફરઃ—ઠીક છે તું ચીમળ, વગડાનો માલ છે મારા બાપનું શું જાય છે? પણ તે પહેલાં આ બધી મહોરો વીણીને મારી કેડે બાંધ. પછી લોભવશ થયેલા અવિચારી મૂર્ખ માણસે સોનાની મહોરો વેરાઇ ગઇ હતી, તે તમામ વીણી મુસાફરની કેડે ફર્સાને બાંધી, એટલે પેલો મુસાફર રીંછના કાન તુરતજ પેલા મૂર્ખાનંદના હાથમાં આપીને ચાલતોજ થયો. એ વિષે કહ્યું છે કેઃ—

**शिघ्रमुत्पद्यते बुद्धिः सा बुद्धि फलदायिका ॥**
**भाल्लुमन्यकरेदत्वा । स्वंपथिकेन रक्षितम् ॥ २५० ॥**

**અર્થાત**—જે બુદ્ધિ તત્કાળ ઉત્પન્ન થાય, તે બુદ્ધિ ફળ આપનારી થાય છે. જેમ ઉપરના દૃષ્ટાંતમાં મુસાફરે રીંછને બીજાના હાથમાં વળગાડી દેઇને પોતાનું રક્ષણ કર્યું. મતલબ કે કોઇ દૈવયોગથી કાંઈ વિટંબણા આવી પડે, તો ડાહ્યા પુરૂષે હરકોઇ યુક્તિથી તેને પોતાને માથેથી દુર કરવી, પણ હઠાગ્રહ રાખીને કદાગ્રહથી જીવ જતાં સુધી તે વિટંબણાની સામે થવું નહિ. કેમકે પોતાની શક્તિ કરતાં વધારે જોરાવર શક્તિ સામી આવે, ત્યારે તેને મારગ આપવો, અને પોતે બાજુપર ખસી જવું, એજ નીતિ છે. પણ પોતાના બુદ્ધિબળ ઉપર ભરોંસો રાખીને જે દૈવકૃત આપત્તિના બળની સામે હાથવડે ટેકો દેવા જેવું કરે છે, તે પોતાના માનુષી બુદ્ધિબળથી આપદાને ખાળી શકતો નથી, એટલુંજ નહિ પણ તે આપદાના ડુંગરામાં દબાઇ કચરાઇ જાય છે. વળી ઉપરના દૃષ્ટાંતમાંથી બીજો બોધ એવો પણ મળે છે, કે જે માણસ ફક્ત લાલચનેજ દેખે છે. તથા તેવી લાલચથી લેવાઇ લોભાઇ આપત્તિને પોતાની મેળે હાથે કરી માથે વહોરી લેછે, તે માણસ પેલા મૂર્ખની પેઠે પાછળથી પસ્તાય છે. અને તેનાથી અધિક મૂર્ખ તેને ન મળે ત્યાં સુધી તેને આપત્તિના સખ્ત પ્રહાર ખમવાજ પડે છે, અથવા જો કોઇ તેને છોડાવનાર નથીજ મળતો, તો આખરે તે નાશ પામે છે.

આ પ્રમાણે રાવણને ઘણો સમજાવ્યો, પણ સર્વ વ્યર્થ ગયું પથ્થર ઉપર પાણી થયું, અભિમાની જનો કદિ પણ પોતાની હઠ તજતા નથી, તેથી આખરે તેની માઠી દશા થાય છે. અને તેને

ધન, કુટુંબકબીલો, લાવલશ્કર, કાંઈ સહાયકારક થતું નથી તે વિષે કહ્યું છે કે:—

છપ્પો.

**એંસી કરોડ ગજબંધ, અરબ દશતુરી તુખારા,**
**બત્રી ક્રોડ પચાસ, પાયદલ લીસ અઢારા;**
**સોલ સહસ્ર સામંત એક સહસ્ર પંદર રાજા,**
**સર્વ ધરત હે શંખ, બજત ઇંદ્રાપુર બાજા;**
**ટોચે તસ શિશ કાગડા, એક દિન એસો ભયો,**
**નર નરિંદ્ર મત ગર્વ કર કહો, રાવણ કીસ દીશ ગયો? ૫૭૮**

પછી ફરીફરીને પણ અનેક પ્રકારે મંદોદરી વગેરે આપ્તજનોએ રાવણને ઘણો સમજાવ્યો, પણ દુર્બુદ્ધિરાવણ સમજ્યો નહિ. એનો ખેદ કર્યું છે કે:—

દુહા.

**અઢયો તેરસો બુધ્ધડી, રાવણ તણો કપાળ;**
**પણ એકે બુદ્ધિ ન ઉપની, જ્યારે લંકા ફીટણકાળ. ૫૭૯**
**દીધી શિખામણ લાગી નહિ, જ્યારે વિનાશ કાળ;**
**સમજાવ્યો સમજ્યો નહિ, લંકાનો ભૂપાળ. ૫૮૦**

છેવટ રામચંદ્રજી સૈન્ય લેઇ ત્યાં પધાર્યા, પણ એકદમ ચડાઇ ન કરતાં વિભિષણ સાથે કહેણ કહેવરાવ્યું કે:—"હજી સુધી પણ અન્યાયથી વર્તનાર રાવણને વિદિત હો, કે મારૂં માણસ મને સહિસલામત પાછું સોંપવામાં આવે, તો યુદ્ધ કરવાની મારે જરૂર નથી." વિભિષણે બંધુ પાસે જઇ સર્વ વાત નિવેદન કરીને તેને પોતાની ભુલ સુધારવા કર્યું પ્રયત્નો કર્યા, વ્યભિચાર નામનો દુરાચાર કેટલા દુર્ગુણને ઉત્પન્ન કરે છે? તથા તેનાથી કેવી ભારે ખુવારી થાય છે, તે અનેક દૃષ્ટાંતોથી વિવિધ પ્રકારે સમજાવ્યા છતાં પણ ક્ષારભૂમિમાં રોપેલા બીની માફક તે સર્વ નિરર્થક ગયા. મદ અને મદનથી અંધ બનેલાને સર્વ હિતોપદેશ વ્યર્થ છે, વ્યભિચાર એ અનેક વિપત્તિનું આમંત્રણ છે. સર્વજ્ઞ મહાજનોએ તેને પુરજોસથી ધિક્કારેલો છે, કુળમાં એક અંગારરૂપ છે, કીર્તિને કલંકિત કરી કાલીમા-મેશ લગાડનારો કુચડો છે. તેને માટે શ્રીસિંદુરપ્રકરણમાં સાફ કહ્યું છે કે:—

**कामार्तस्त्यजति प्रबोधयाति वा स्वस्त्रीं परस्त्रीं मयो ।**
**दत्तस्ते न जगत्य कीर्ति पट हो गोत्रे मशीकुर्चकः ॥**
**चारित्रस्य जलांजली गुणगणारामस्य दावानलाः**
**संकेतः सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः ॥ २५१ ॥**

અર્થાત—જે કામી પુરૂષ પોતાની સ્ત્રી ને પરસ્ત્રીમાં મોહિત થઇ વિષય લંપટ બને છે, તે મતિમૂઢ મનુષ્ય જગતમાં અપકીર્તિનું ઢોલ વગાડે છે, પોતાના કુળમાં કાલિમા લગાડેછે—મેશનો કુચડો ફેરવે છે, નિર્મળ ચરિત્રને તિલાંજળી દે છે, સદ્‌ગુણરૂપી બગીચામાં દાવાનળ સળગાવે છે, અનેક આપત્તિઓને આમંત્રણ આપે છે, અને મોક્ષના દ્વારોને મજબુત રીતે બંધ કરે છે. આવા અનેક દુર્ગુણથી ભરપુર વ્યભિચાર નામનો મોટો દુરાચાર છે. વિભિષણે રાવણને ઘણો સમજાવ્યો પણ સર્વ વ્યર્થ ગયું. પડતી દશાની નિશાનીજ એ છેઃ—

શાર્દુલવિક્રીડીત વૃત.

જે દહાડે પડતી દશા મનુષ્યની, વેગેજ આવે ધસી,
તે દહાડે મતિમંદ થાય જનની, સહુજન જાયે ખસી;
ડાહ્યો ને ગુણવાન જે નર હશે, ઘેલો થઇને ફરે,
જો કહેવા જન જાય સવળું, માઠું ગણી તે ઠરે. ૫૮૧

અંતે પરિણામે યુદ્ધની તૈયારી થઇ, રાવણ લશકર લઇ લડવા સામો ગયો, રામ પણ ધનુષ્યબાણુ લઇ સજ્જ થઇ ઉભા. ધનુષ્ય ઉપર બાણ ચડાવી ડાબા હાથને આગળ કરી જમણા હાથને ઠેઠ કાન સુધી લંબાવ્યો, તે વખતે જમણા હાથને પાછો હઠેલો જોઇ ડાબા હાથને રીસ ચડી તેથી તે ક્રોધપૂર્વક જમણા હાથ પ્રત્યેક બોલ્યો કેઃ—

કવિત.

જબ કોપે રઘુનાથ ધનુષ્ય ચડાઇ લીનો
તવ બોલી વામન બાહુ મહાકોપ ધરકે;
દાનનમે પૂજનમે ભોજનમે આગે હોત,
એસે રન ગાઢેમે કયું પીઠ દેત ડરકે;
તવ બોલી દખણુ બાહુ લછન નહિ મુજ પાસ,
મેતો પીયા જાયકે બાત પુછત હું હરકે;
શંકરકી આશીષ ભયે, રાવનકુ દશ શીશ,
એક બેર તોડું કે એક એક કરકે. ૫૮૨

મતલબ કે દુષ્ટાચરણ ને દુરાચારનું પરિણામ છેવટે એ આવ્યું, કે તે યુદ્ધમાં રાવણનો અંત આવ્યો, ત્રણ ખંડનું અધિપતિપણું રણમાં રોળાયું. વ્યભિચાર નામના દુષ્ટ દુરાચારે એમ કેટલાએકને પાયમાલ કર્યા છે, રાજ્યપાટથી ભ્રષ્ટ બનાવ્યા છે. દુર્યોધન, કીચક તથા પદ્મોત્તર રાજાને એ દુષ્ટ કામરાક્ષસે રાજ્યભ્રષ્ટ બનાવી પાયમાલ કર્યા. વાઘેલાવંશનો અંત આણનાર ગુજરાતનો છેલ્લો રાજા કરણઘેલો પોતાના પ્રધાન માધવની રૂપસુંદરી સ્ત્રી ઉપર આશક થયો, એટલુંજ નહિ, પણ અન્યાયથી બળાત્કારે તેને કબજે કરી. એ અનીતિનું પરિણામ એ આવ્યું, કે માધવ દિલ્હી જઇ અલ્લાઉદ્દીનખુની બાદશાહને તેડી લાવ્યો, અને આખરે અતિ ખુવાર થઈ કુમરણે તેમાં મરાયો. એ દુષ્ટ વ્યભિચારે ગુજરાતને પરાધિન બનાવી બાદશાહીસત્તા તળે દબાવી દીધો. તેમજ વડોદરાના નરેશ ગાયકવાડ મલ્હારરાવે એજ દુર્ગુણથી પરાધિન બની કારાગૃહમાં જીંદગી પુરી કરી. વગેરે અનેક દૃષ્ટાંતો અપૂર્વ બોધને દર્શાવનારાં છે. તેઓ મિથ્યા અભિમાનને શીખરે ચડયા, અસંખ્ય દુઃખ તળે દબાયા, પણ શિશ ન નમાવ્યાં, અને આખરે રણમાં રોળાયાઃ ખરેખર દુનિયામાં ગુણી હોય તેજ નમે છે, પણ અવગુણી કદિ નમતા નથી. તે વિષે કહ્યું છે કેઃ—

છપ્પો,

**નમે સુકુળની નાર, નમે ફળ ફુલે વેલી,**<br>
**નમે સત્પુરૂષ કે સાધ, નમે સરીતા રસ રેલી;**<br>
**નમે નહિ એક કાઠ, નમે ન કુલટા કામી,**<br>
**નમે નહિ કો નીચ, હઠીલો જે હરામી;**<br>
**નમે રામ સરીખડા, ધર્મ મન જેણે ધારીયુ,**<br>
**પણ નમે ન રાવણ રાજીયો, જેનું પુણ્ય પરવારીયું. ૫૮૩**

જ્યારે મનુષ્યોનાં પુણ્ય ખવાઇ જાય છે, ત્યારે કદાગ્રહમાં પડી તંતને તજતા નથી. અરે ! આખરે મહા દુઃખી થઇ અકાળે મરણને શરણ થાય છે. આ દૃષ્ટાંતમાંથી વિવેકી વાંચકવર્ગને બહુ શીખવાનું ને સમજવાનું મળી આવે છે. રામરાવણની વાતને આજ ઘણો કાળ વ્યતિત થઇ ગયો છે, પણ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં રામ અને રાવણ અદ્યાપિ ( હજી સુધી ) જગતમાં છે, તેમ નક્કી સમજવું. તે એવી રીતે કે જેનામાં રામ જેવા ન્યાયનીતિ, પવિત્રવૃત્તિ, વિવેકીદૃષ્ટિ, સત્યતા, નમ્રતા, સંકટમાં પણ સહિષ્ણુતા વગેરે સદ્દગુણો હોય છે, તે સર્વ

રામ તુલ્યજ છે. અને જેનામાં અભિમાનમાં પૂર્ણતા, હૃદયમાં કઠોરતા, વ્યભિચાર, વિષયલંપટતા, નિર્દયતા અને કદાગ્રહતા, દુરાગ્રહતા, મહાક્રૂરતા વગેરે મહાદુર્ગુણો ભરેલા હોય છે, તે સર્વ રાવણ તુલ્ય સમજવા. શ્રીભર્તૃહરિએ કહ્યું છે કેઃ—"જે દુષ્ટ લોક પોતાના સ્વાર્થને માટે અન્ય લોકોને છેતરે છે, મહા સંકટમાં ઉતારે છે, તે માનવ રાક્ષસો છે.

**"तेमी मानव राक्षसा परहितं स्वार्थाय निघ्नंतिये" ॥२५२॥**

**અર્થાત**—જે પોતાના સ્વાર્થ માટે પારકાને નુકશાન કરી તેમનું અહિત કરે છે, તે ખરેખર માનવ નહિ પણ માનવરૂપે રાક્ષસો છે. તેના મનમાં કદિ ડર કે દયા હોતી નથી.

હવે એજ રામરાવણની વાતને આધ્યાત્મિક રીતે અંતરંગમાં ઉતારીએ. શરીર ઉપર લઇ વિવેકચક્ષુથી વિચારીએ, તો અપૂર્વ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. તે એવી રીતે કે રામરૂપી આ આત્મારામ સમજવો. જેમ શ્રીરામની સ્ત્રી સીતાજીને રાવણ હરી ગયો હતો, તેમ આ આત્મારામની સ્ત્રી સુમતિરૂપી સીતાને અભિમાનરૂપી રાવણ હરી ગયો છે. એટલું તો ખરૂંજ કે જ્યાં અભિમાનનું પુર જોસ હોય છે, ત્યાં સુબુદ્ધિ રહેવા પામતી નથી, અને સુબુદ્ધિ ગઇ એટલે તો કુબુદ્ધિનું સામ્રાજ્ય પૂર્ણકળાએ પહોંચે છે. કુબુદ્ધિના રાજ્યમાં સર્વ પ્રકારની કાળાશજ હોય, ધવળતાનો અંશ તો ભાગ્યેજ પ્રવર્તે છે, તેથી દુષ્ટ વિચારોનું તથા દુષ્ટ કાર્યોનું દિનદિન પ્રત્યે વધવાપણું થયા કરે છે. તેથી આ કુબુદ્ધિને વશ થયેલા આત્મારામને સંસારમાંથી કદિ પણ બહિર ગત થવાનો—નિકળવાનો વખત ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. તો પણ જેમ રામની પત્ની સીતાનો પવનપુત્ર શ્રીહનુમાનજીએ શોધ કરી આપ્યો, તેમ કોઇ સદ્ગુરૂરૂપી હનુમાન આ આત્મારામની પત્ની સુમતિરૂપી સીતાને શોધી આપે, ખરેખરી ઓળખાણ કરાવે, ભ્રમણારૂપી ભોગળને ભાંગી નાંખે કુમતિની આસક્તિ કાપી સુમતિમાં અનુરાગ—પ્રેમ પ્રકટાવે; તો આ આત્મા બળીઓ થઇ અભિમાનરૂપી રાક્ષસના પ્રબળ પંજામાં પકડાયેલી રાણી છતાં દાસીતુલ્ય બનેલી સુમતિ સીતાને પાછી વાળે, અને નિરાબાધ સુખનો ભોક્તા બની અખંડ આનંદ અનુભવે. માટે વિવેકીજનોએ અભિમાન તજી નમ્ર બનવું, કારણ કે અભિમાન એ સર્વ દુર્ગુણનો અગ્રણી અને નમ્રતા એ સર્વ સદ્ગુણનો સરદાર છે. તે વિષે કહ્યું છે કેઃ—

ભુજંગ વૃત્ત.

અહંકાર જો રાવણે ખુબ રાખ્યો,
ચડી ચોટમાં મોતનો સ્વાદ ચાખ્યો;
કુર્યો વાંદરે હાલ બેહાલ કેવો,
અહંકારમાં સાર છે ભાઈ એવો. ૫૮૪
અહંકારી નિંદાય છે વાટઘાટે,
તમે મિત્ર તેને તજો તેજ માટે;
સદા નમ્ર થઇ સૃષ્ટીનો સ્વામી સેવો,
અહંકારમાં સાર છે ભાઈ એવો, ૫૮૫

માટે વિવેકીજનોએ સદા અહંકાર તજી નમ્રતા રાખવી. જોઇએ. ૯૯

अनाथनाथा नाथावे । वयं नाथा महेत्विति ॥
छित्वाक्तिछूत्रयंतूर्णं । देहिमेत्वदीयंपदम् ॥ ९९ ॥

અર્થઃ—હે અનાથનાથ પ્રભુ ! અમે અનાથ છીએ, આપની પાસે બીજું કાંઈ ન માગતાં અમો એટલુંજ માગીએ છીએ, કે અમારાં ત્રણ દુઃખો ( જન્મ, જરા અને મરણ ) ને કાપી આપનું પવિત્રપદ આપો. ૯૯

ભાવાર્થ—ઘણું કરીને મનુષ્યો જગતમાં આશીયા—સ્વાર્થી ભક્તિ કરનારા વિશેષ હોય છે, ભિન્ન ભિન્ન દેવો અને દેવીઓની ઉપાસના પણ અમુક આશાને લીધેજ કરે છે. આશા એ એવી તો જોરાવર જબ્બર દેવી છે, કે દરેક મનુષ્ય ઉપર તે પ્રબળ સત્તા ચલાવે છે કોઇને લક્ષ્મીની આશા હોય છે, તો કોઇને પુત્રની આશા હોય છે, કોઇને સ્ત્રીની આશા હોય છે, તો કોઇને ગૃહાદિક ( ઘરબાર વગેરેની ) આશા હોય છે. એમ દરેક સ્થાનમાં આશા આશા અને આશાનુંજ જોર હોય છે. આશા ત્રણ જગતમાં પથરાયલી મોટી વેલડી છે. તે વિષે કહ્યું છે કેઃ—

મનહર છંદ.

આશાનો અંકુર અતિ, ઉંચો ઉંચો ચાહ્યો જાય,
તંતુ તેના આમતેમ, આડા પથરાય છે;
ફળફુલ આવે કે ન આવે, તેનો મેળ નહિ,
પણ અંતરક્યારામાં, અતિ મુળ જામી જાય છે;
આકાશને પેલી કોર, ગગનમે ભેદી જાય,
પાપરૂપ પાણીથી, પોષણ તેનું થાય છે;
કેશવ કહું શું દેવદાનવમાનવ સહુ,
વડવાંદરાની પેઠે, તેમાં અથડાય છે. ૫૮૬

મતલબ કે આશાથી આખું જગત વીંટાયેલું છે. પ્રભુભક્તિ પણ અમુક આશાથી કામનાવાળા લોકો કરે છે, કેટલાએક લોકો લક્ષ્મીની આશાથી લક્ષ્મીદેવીની ઉપાસના કરે છે, તો કેટલાએક પોતાની આશાઓ પૂર્ણ થવાની ઇચ્છાએ આશાપુરી માતાનું સદા સહર્ષ સેવન કરે છે. પણ નિરાબાધ મોક્ષલક્ષ્મીને માટે પ્રભુની નિષ્કામ ભક્તિ કરનારા તો જવલ્લા-બહુ થોડા નીકળશે. પણ અશાશ્વત માયિક સુખમાં નહિ રાચનારા અને શાશ્વતાં સુખને ઇચ્છનારા નિઃસ્પૃહી ને નિષ્કામી મનુષ્યો તો પ્રભુ પાસે અહર્નિશ એવી પ્રાર્થના કરે છે કેઃ- હે પ્રભુ! અનાથના નાથ! અમે અનાથ છીએ, કારણ કે જેનું અમો શરણ ઇચ્છી સદા સંસારમાં સુખી થવા ધારીએ છીએ, તે બાપડા પોતેજ અમુક દુઃખના બોજા તળે દબાયલા છે, તો તે અન્યને શું સુખ આપી શકે? આશા નદીના વહનમાં તણાયલા મનુષ્યોની એવી તો નીચવૃત્તિ હોય છે, કે સુખની આશાએ જ્યાંત્યાં બાથોડીઆં ભરે, પણ તત્વદૃષ્ટિથી કંઇ વિચાર ન કરે. કેટલાકો કહે છે કે ભાઇ! હમણા તો અમારા ગ્રહો વાંકા છે, તેથી ગૃહપીડા બહુ વર્તે છે. ચંદ્રનો જોગ પણ સારો નથી, પનોતી પણ મોટે પાયે બેઠેલી છે, તેથી જ્યાં જઇએ ત્યાં દુઃખ અને અલાબલા મળે છે. આ પ્રકારે સદા કલ્પાંત કરતા જ્યાંત્યાં પોતાનાં દુઃખો રડ્યા કરે છે, અને ચિંતાથી પોતાના ચિત્તને બાળ્યા કરે છે. પણ ભાઇઓ! જરા વિવેકદૃષ્ટિથી વિચારો, તો સમજાશે કે તમોને ગ્રહ નડે છે, ત્યારે ભલા કહો જોઇએ ગ્રહને કોણ નડતું હશે? નવગ્રહને પણ અમુક અમુક આપદાઓ રહેલી છે. તમે આપદા ટાળવા બ્રાહ્મણ પાસે ચંડીપાઠ ભણાવો છો, ગ્રહપૂજા કરાવો છો, તો તે નવગ્રહો પોતાની પીડા

ટાળવા ક્યા બ્રાહ્મણને બોલાવતા હશે? અને કોની પાસે ચંડીપાઠ કરાવતા હશે? ચંદ્રમામાં કાળુ કલંક છે, તથા હાનિવૃદ્ધિ—વધઘટ થયાનું દુઃખ છે તે કોણ ટાળતું હશે? તે ચંદ્રને કયો ચંદ્ર નડતો હશે? તેને માટે કહ્યું છે કે:—

તોટક છંદ.

રવિને રીપુ રાહુ સદાય રહ્યો,
 ક્ષય રોગી શશીશીર કષ્ટ સહ્યો;
તેમ મંગળરૂપ અંગાર તણું,
 બુધ છે શિરછાપ કલંક ઘણું. ૫૮૭
નિજ નારી ગુમાવી ગુરૂ દુઃખીયો,
 એક આંખ વિના વળી શુક્ર થયો;
રાહુથી કહું સત્ય શની બળીઓ,
 ખુદ પાય ખરેખર તો ટલીઓ. ૫૮૮
રહે રાહુ દુઃખી ધડ વિણ બહુ,
 નહિ કેતુતણું કદિ શીશ કહું;
ગ્રહને નડવે જન કષ્ટ કરો,
 ઉરમાંહિ વિચાર જરા ન લહો. ૫૮૯
અરે એકથી એક નવે દુઃખીયા,
 ગ્રહને નડવા ગ્રહ કોણ ગયા ?
ઈલકાબ કહો ગ્રહને જો કદા,
કહે કાળું નવે ઉરમાંહિ સદા. ૫૯૦

વળી તેને માટે શિઘ્રકવીશ્વર શ્રીદલપતરામે એક છપ્પો એવો કહ્યો છે કે:—

રવિને શિર રિપું રાહુ, ચંદ્ર ક્ષય રોગી આપ;
મંગળ છે અંગાર, બુધ શિર કલંક છાપ;
ગુરૂએ ગુમાવી નારી, શુક્ર આંખે છે કાણો,
શની લુલો સર્વદા, રાહુ ધડ વિના ગણાણો;
વળી કેતુને તો ધડ નથી, એમ દુઃખીયા થયા,
ગ્રહ નડવાથી દુઃખ થાય તો, ગ્રહને ગ્રહો નડયા કયા? ૫૯૧

મતલબ કે એ સર્વ અજ્ઞાનતા મોહદષ્ટિ ને ક્ષુદ્ર વૃત્તિ છે, સુખ-દુઃખ કોઇ આપતું નથી. ખરૂં કહીએ તો એ નવ ગ્રહોજ આપણા

શરીરમાં છે, અને તે જુદાજુદા અવયવોમાં વાસ કરી પોતાનું કર્ત્તવ્ય બજાવે છે. શરીરમાં નવગ્રહો કયા કયા સ્થાનમાં છે? અને પ્રાણીઓને કેવી રીતે સુખદુઃખ રૂપે પ્રવર્તાવે છે? તે વિષે કહ્યું છે કેઃ—

### મનહર છંદ.

**નથી કદિ ન્યારા નવ ગ્રહ, શાને દોડો દુર,**
**જુવોને વિચારી ધારી, દેહમાં દેખાય છે;**
**મન ગ્રહ ચંદ્ર સુર્ય, ચક્ષુ લોહી મંગળ છે,**
**ત્વચા તેમ બુધ ગુરૂ, હંસને લેખાય છે;**
**વળી છેઠો શુક્રધાતુ, ફિકીને સ્વરૂપ શની,**
**રાહુ તે તો હાડ કેતુ, માંસને કહેવાય છે;**
**ઓળખી અંતરજ્ઞાન, ધ્યાન થકી શાંત કરો,**
**કષ્ટ નહિ આપે કાળું એવો એ ઉપાય છે. ૫૯૨**

મતલબ કે એ નવેગ્રહો અંતરમાં છે, બાહ્ય જણાતા ગ્રહો કોઇને કાંઇ સુખદુઃખ આપતા નથી, એ તો પોતાના શુભાશુભ કૃત્યકર્મનું પરિણામ છે. પ્રાણીઓ જેવાં જેવાં કર્મ કરે છે, તેવાં તેને ફળ મળે છે. દેવદેવીની ઉપાસનાથી કાંઇ કર્મ ક્ષય થતાં નથી, પુણ્યજોગે કદાચ તે દેવો સુખ આપે, તો પણ તે સુખો ભાહુતી ઘર જેવાં છે, અમુક કાળે તો તેને તજવાં પડે છે. પણ તેઓ કાંઈ અબાધ નિર્બંધક શાશ્વત સુખો આપી શકતા નથી. પોતાની પાસેજ ન હોય તો તે બીજાને શું આપે? રાજા રંક પાસે રત્ન માગે તો તે કયાંથી મળે? આત્મા એક મોટો છત્રપતિ ચક્રવર્ત્તી મહારાજા છે, પણ તે રંક તુલ્ય બની યત્રતત્ર ભીખતો ભટકે છે, પણ તેને પ્રભુ વિના કોણ સુખ બતાવે?

**“ तिन्नाणं तारयाणं, वुधाणं वोहीयाणं, मुत्ताणं मोयगाणं ”**

અર્થાત્ હે પ્રભુ! આપ સંસારસાગરથી તર્યા છો, અને જીવોને તારવા સમર્થ છો. આપ બુદ્ધ બન્યા છો, અને બુદ્ધ બનાવવા સશક્ત ને સમર્થ છો. આપ સંસારના ભીષણ—ભયંકર કેદખાનાથી મુક્ત થયા છો, અને અન્ય ભવ્ય ભક્તોને સંસાર કારાગ્રહમાંથી મુક્ત કરવા શક્તિવંત છો, એટલું તો ખરૂંજ છે, કે છુટેલ હોય તેજ અન્યને છોડી શકે માટે આપની પાસે હે દયાધન પ્રભુ! અમો એટલુંજ પ્રાર્થીએ છીએ કેઃ—

રાગ ગઝલ.

દયાળુ દેવના દેવા, કરૂં તારી સદા સેવા;
 માગું હું મુક્તિના મેવા, ટળે સહુ કર્મનાં દેવાં. ૫૯૩
પ્રભુ છે એક તું સાચો, જગતનો ઠાઠ છે કાચો,
 છતાં હું મોહમાં રાચ્યો, નહિ તારો સુપંથ જાચ્યો. ૫૯૪
નથી મારા સમો પાપી, મતિમેં પાપમાં થાપી;
 અભય પદ મુજને આપી, કરો આ રંક નિષ્પાપી. ૫૯૫
નથી આધાર કો મારે, ભયંકર દુઃખ સંસારે;
 પ્રભુ વિના ન કો તારે, પ્રભુ વિના ન ઉગારે. ૫૯૬
ઠગાયો ઠાઠમાઠોમાં, ન ધાયો પુણ્યપાઠોમાં;
 ભરાયો કર્મકાઠોમાં, રમાયો પહોર આઠોમાં. ૫૯૭
કીધાં છે મેં મહાપાપો, પ્રભુ તેની ક્ષમા આપો;
 મતિ સન્માર્ગમાં થાપો, શમાવો શોક સંતાપો. ૫૯૮
ન હું ધન ધામને માગું, સદા સુપંથમાં જાગું,
 ન તારા પ્રેમને ત્યાગું, પ્રભુ હું એ સદા માગું. ૫૯૯
જપું હું આપના જાપો, મિટે સર્વે પરિતાપો;
 સુબુદ્ધિ સર્વદા આપો, કુટીલ જંજાળને કાપો. ૬૦૦
ભણે ને સાંભળે ભાવિ લહે તે મોક્ષની ચાવી;
 પ્રભુની પ્રાર્થના ગાવે, વિનયમુનિ ભલે ભાવે. ૬૦૧

તો હે પરમકૃપાળુ પ્રભુ! અમારાં જન્મ, જરા અને મરણનાં ત્રણ દારૂણ દુઃખો કાપીને અમને આપનું નિર્ભયપદ આપો. કારણ કે બીજાં સર્વ સંસારી સુખો તો આ જીવાત્મા એક વાર નહિ, પણ અનંત વાર ભોગવી ચુક્યો છે. આ ચૌદ રાજલોકને વિષે એવું કોઇ પણ સ્થાન નથી, કે જેમાં આ જીવાત્મા ઉપજી આવ્યો ન હોય,

ગાથા.

न साजाइ न साजोणी । नतं ठाणं नतं कुलम् ॥
न जाया न मुवाजत्थ । सव्वे जीवा अणंतसो ॥२५४॥

**અર્થાત**—એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી, એવું કોઇ સ્થાન નથી, એવું કોઇ કુળ નથી, કે જેમાં આ જીવે જન્મ-મરણ ન કર્યાં હોય. તે તે સ્થાનમાં સુખ પણ ઘણું ભોગવ્યું, અને દુઃખ પણ અપાર ભોગવ્યું છે. પણ તે સર્વ સુખદુઃખ ભાડુતી ઘર

જેવું છે, આયુષ્ય પૂર્ણ થયે એનું પુનરાવર્તન થયા કરે છે. જન્મ અને મરણ એના જેવું એકે મહાદુઃખ નથી, તે દુઃખોથી આ જીવાત્માને અનંત કાળ થયાં ભટકવું પડયું છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રી મૃગાપુત્રે પોતાની માતાને કહ્યું છે કેઃ—

## ગાથા.

**जम्म दुःखं जरा दुःखं । रोगाय मरणाणिय ॥**
**अहो दुःखो हु संसारो । जत्थ कि सांति जंतुणो॥२५५॥**

અર્થાત—જન્મનું દુઃખ, જરાનું દુઃખ, અને રોગ તથા મરણનું દુઃખ મહા જબરૂં છે, અહો! આખો સંસારજ દુઃખમય છે, માટે હે પ્રભુ! એવા દુઃખથી મને સત્વર મુક્ત કરો. આપજ જગતમાં સાચા શરણભુત છો, દુઃખીનાં દુઃખ દુર કરનાર રંકના બેલી છો, ભુલા પડેલા ભ્રાંત જીવોને પવિત્ર પંથ બતાવી સન્માર્ગે દોરનાર છો, હું પણ આપની પાસે એજ માગું છું. સાંસારીક અનેક પ્રકારની વસ્તુઓ તદ્દન અસાર છે, આખરે તેને તજી દેઇ ચાલ્યું જવું પડે છે, માટે તે શરણભુત નથી, સહાયકારક નથી. પણ મનુષ્યોની મનોવૃત્તિઓ અસત્યમાં આસક્તિવાળી છે, તેથીજ લક્ષ્મી, પુત્રકલત્રાદિકની પ્રાપ્તિ માટે નાહક અનેક પ્રયત્નો કરે છે. વિવિધ પ્રકારની આશાથી બંધાયલા બાધા આખડીઓ રાખે છે, કેટલાએક કષ્ટી થઇ આયંબીલ કરે છે, અનેક દેવદેવીઓની ઉપાસના કરે છે, કેટલીક પ્રકારની ધર્મક્રિયાઓ પણ સંસારસુખની આશાએજ કરે છે. રવિવાર તથા મંગળવારની આયંબીલો તથા બીજી છઠઅઠમાદિક તપશ્ચર્યાઓ પણ સકામપણે કરે છે, પણ પ્રભુપદની પ્રાપ્તિ માટે આત્મોદ્ધાર કાજે તેટલી મહેનત દીલ દઇને એકાગ્રચિત્તે કરતા હોય એવા તો ભાગ્યેજ જોવામાં આવશે; એજ મોહનીય કર્મની નીશાની છે. ધર્મને બહાને કરાતી અનેક મિથ્યા કરણીને સમકીત મોહનીય મિથ્યાત્વ કહેવામાં આવે છે, પરસ્વરૂપમાં પ્રીતિ અને સ્વસ્વરૂપમાં અપ્રીતિ તથા અનાસક્તિનું એ પરિણામ છે. શાસ્ત્રમાં (૧) બહિરાત્મા (૨) અંતરાત્મા (૩) પરમાત્મા એમ ત્રણ પ્રકારના આત્મા કહેલા છે. સંસારના મોહમુગ્ધ મનુષ્યો તો બાહિરાત્મામાંજ રચ્યાપચ્યા રહે છે. બહિરાત્માનાં લક્ષણ એવાં કહ્યાં છે કેઃ—

દુહો.

પુદ્ગલસું રાતો રહે, જાણે એહ નિધાન;
તસ લાભે લોભ્યો રહે, સો બહીરાત્મ પ્રમાણ. ૬૦૨
સ્વાર્થ માટે સર્વદા, કરે કર્મ અપાર;
દયા ન આણે દિલમાં, થાય ન આત્મવિચાર. ૬૦૩

માટે કેટલાએક મોહમુગ્ધ મનુષ્યો સાંસારીક સુખની આશાઓ પૂરી પાડવા વિવિધ દેવદેવીઓને આરાધે છે, વિવિધ માનતાઓ માની બલિદાન ચડાવે છે ભેટો કરે છે, પછી રાંકા થઈ તેમની પાસે ઇષ્ટ વસ્તુની પ્રાર્થના કરે છે. પણ એ સર્વ ભ્રાંતિ છે, હજી તે દેવો અને દેવીઓ પણ મનુષ્યોની ભેટની આશા રાખે છે, ભેટ કરવામાં અથવા માનતા પૂરી કરવામાં અથવા નૈવેદ્યાદિક વસ્તુઓ ધરવામાં જો કાંઇ પણ ખામી આવી ગઇ હોય—કુહું પડયું હોય ભુલચુક થઇ ગઇ હોય, તો ઉલટો તેને મહાસંકટમાં ઉતારી મુકે છે અને ઘણો હેરાન કરે છે. શરીરમાં પ્રવેશ કરી ધુણાવેધકાવે છે, અને થયેલી ભુલના બદલામાં બમણોતમણો બદલો માગી લે છે. માટે તેઓજ હજી કેટલીક આશામાં પડી ડુબી ગએલા છે, તે દેવો પારકાની—તમારી આશા કેમ પૂર્ણ કરે વારૂ? તેને માટે કહ્યું છે કેઃ—

ભુજંગી છંદ.

પડયા મોહના પાશમાં જેહ પ્રાણી,
શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી;
મનુજન્મ પામી વૃથા કાં ગમો છો,
જૈનમાર્ગ છાંડી ભુલા કાં ભમો છો? ૬૦૪
કોઇ દેવ હાથે હશે ચક્રધારા,
કોઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા;
કોઇ દેવ ઉત્સંગ રાખે છે વામા,
કોઇ દેવ સાથે રમે વૃંદરામા. ૬૦૫
કોઇ દેવ જપે લહી જપમાળા,
કોઇ માંસભક્ષી મહાવિકરાળા;
કોઈ જોગીણીભોગીણી ભોગરાગે,
કોઈ રૂદ્રાણી છાગનો હોમ માગે. ૬૦૬
ઇષા દેવતણી જેહ આશ રાખે,

તેહ મુક્તિના સુખને કેમ ચાખે;
યદા લોભના થોભનો પાર નાવ્યો,
તદા મધનો બિંદુવો મન ભાવ્યો. ૬૦૭
ઈર્ષા દેવતા આપણી આશ રાખે,
તેહ પીંડને મનશું લેઇ ચાખે;
દિનહીનની ભીડ તે કેમ ભાંગે,
ફુટયો ઢોલ હોયે કહો કેમ વાગે ? ૬૦૮
અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષદાતા,
અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા,
રત્નચિંતામણી સારીખો એહ સાચો,
કલંકી કાચના કુંભ શું મતિ કાચો. ૬૦૯

માટે વિવેકી પુરૂષોએ જૂઠ-અસત્યમાં નહિ રાચતાં અક્ષયમોક્ષ-લક્ષ્મીને માટે અહર્નિશ પ્રભુનીજ ઉપાસના કરવી, તેને માટે કોઇ કવિએ રાજાદિકની ઉપાસના સેવા કરનાર દ્રવ્યાભિલાષી કવિઓ પ્રત્યે ઉપાલંભ ( ઠબકો ) આપતાં કહ્યું છે કેઃ—

**चित्तभू वित्तभू मत्तभूपालकोपासना वासना यासना ना श्रमैः।।**
**साधुतासाधुता साधितासाधिता। किंतयाचिंतया चिंतयामःशिवम्ः**

અર્થાત—મદ અને મદનમાં મસ્ત બનેલા રાજાઓની ઉપાસના કરવા માટે નાના પ્રકારના પ્રયાસોના વિલાસવડે ઉત્તમ પ્રકારની સાધુતા નાશ થાય છે, અને નકામી માનસિક પીડાઓ ઉત્પન્ન થાય છે. માટે તેવા રાજાઓની સેવા કરી દ્રવ્ય મેળવવાની ચિંતાથી શું સર્યું ? અમે તો રાજરાજેશ્વર શિવપદની-મોક્ષપદનીજ ચિંતા કરીશું, કારણ કે રાજ્યની સેવા તો ઘણી વિષમ છે.

**राजसेवा मनुष्याणामसिधारावलेहनम् ।।**
**पंचानन परिष्वंगो । व्यालीवदन चुंबनम् ।।२५७।।**

અર્થાત—રાજાની સેવા કરી દ્રવ્ય મેળવી સુખ ભોગવવું, તે તલવારની ધાર ઉપર મુકેલાં મધબિંદુનો સ્વાદ લેવા જેવું તથા કેસરી-સિંહને ભેટવા જેવું છે. તથા વ્યાલી કહેતાં વાઘણ તથા નાગણને ચુંબન કરવા જેવુ છે. મતલબ કે તે જેમ કપરૂં અઘરૂં છે મહા કઠણ છે, તેમ રાજસેવાથી દ્રવ્ય મેળવવાનો ઉપાય પણ અતિ વિષમ

છે. માટે એવી ઉપાસના કરવા કરતાં તો નિરાબાધ મોક્ષલક્ષ્મી માટે અવિનાશી પ્રભુની સેવા કરી કૃતાર્થ થવું તેજ સર્વોત્કૃષ્ટ ને શ્રેયસ્કર છે. માટે હે પ્રભુ! અમો આપની સમક્ષ હાથ જોડી પ્રાર્થીએ છીએ કે અમોને આપનું પવિત્ર પદ આપો. તેના ઉપર કામદેવ શ્રાવકનું દૃષ્ટાંત.

## (૧૧૦) ધર્મનિષ્ઠ ટેકવંત દૃઢનિશ્ચયી કામદેવ શ્રાવક.

પૂર્વે શ્રીમહાવીરસ્વામીના વખતમાં કામદેવ નામે કોઇ શ્રાવક હતો, તે ધર્મમાં ઘણોજ દૃઢ ચુસ્ત હતો. ઘરમાં લક્ષ્મી પુષ્કળ હોવાથી મોટો વૈભવી પુરૂષ હોવા છતાં દેવ ગુરૂ અને ધર્મ પ્રત્યે એવી તો દૃઢ લાગણી હતી, કે ગમે તેટલું કષ્ટ પડે તો પણ પોતાના ધર્મની ટેક જરા ન છોડે. એકદા એવું બન્યું કે પોતે પોષધવ્રત લઇને પોષધશાળામાં બેઠા છે. મન વાણી અને કાયાના શુભ જોગોને ધર્મધ્યાનમાં તલ્લીનપણે દૃઢાવી રાખે છે, કષાયરૂપી રાક્ષસો પોતાનો જ્ઞાનનિધિ-ભંડાર ખજાનો ન લુંટે તે માટે સદા સાવધાન વૃત્તિ રાખે છે, ત્રણ મનોરથનું ચિંતવન કરે છે. ખરેખર પોષધ એવોજ કરવો જોઇએ. આજકાલ પોષધવ્રતમાં કેવી ધમાલ ચાલે છે? કેટલી બધી પ્રમાદ ને પાખંડ પ્રવૃત્તિઓ પ્રવેશ કરી ગઈ છે, કોઇ વખત તો પોષધવ્રતમાં અન્યોઅન્ય મહા ભારે તોફાન થઇ જાય છે, પાથરવાના ઉપકરણ (બોરા)ને માટે કલેશ કજીઆ થાય છે, ગાળાગાળી પર આવે છે, અને પોષધમાં આત્માને જ્ઞાનથી પોષવાને બદલે પ્રમાદ, વિષય, કષાય, અશુભ જોગ, નિદ્રા વિકથા વગેરે પાપોથી પોતાના આત્માને પોષે છે તે ઘટિત નથી. પોષધ તો એવો કરવાનો શાસ્ત્રમાં કહ્યો છે કે:—

છપ્પો.

**પોષો કીધેજે ભાવશું, આતમ વશ રાખી;**
**જેમ કીધો દશ શ્રાવકે સુત્રની સાખી;**
**જતના કીધે જીવની, સૂક્ષ્મ ને બાદર;**
**ધ્યાન ધરો નવકારનું, એવું વૃત્ત આદર;**
**ક્રોધ માન માયા તજી, સમતાનો રસ પીજીયે;**
**પ્રકાશસિંહ વાણી વદે, કે આવો પોષો કીજીયે.૬૧૦**

આવોજ પોષો આત્માને વિશેષ પુષ્ટ કરનાર ને લાભકારી છે. કામદેવ શ્રાવક પણ આવોજ પોષો કરીને બેઠેલા છે. તે વખતે ઇંદ્ર-મહારાજે પોતાની દેવસભામાં તેની શુદ્ધવૃત્તિ અને ધર્મની ટેક માટે

ખરા પ્રેમપૂર્વક તેમનાં મુક્તકંઠે બેહદ વખાણ કર્યાં. તે સાંભળી સર્વ સભાના ધર્મનિષ્ઠ આસ્તિક દેવોએ તો માનપૂર્વક તે વચનો વધાવી લઈ પોતે પણ ઘણો ધન્યવાદ આપી ગુણાનુવાદ ગાવા લાગ્યા; અહો ધન્ય છે તેને! પણ તે સભામાંના એક દેવને કામદેવના ગુણ પ્રત્યે વિશ્વાસ આવ્યો નહિ, મનુષ્યોનાં મન ફેરવવાં તેમાં શું? તે તો મનખડા કહેવાય,એટલે મનુષ્યોનાં મન તો સદાય અસ્થિરજ સમજવાં, માટે તેની પરીક્ષા તો મારે અવશ્ય કરવીજ. "વરને વરની મા વખાણે તેમાં કાંઇ નવાઈ ન કહેવાય, એમ ધારી કામદેવશ્રાવકની ટેક તજવવા તે દેવ ત્યાં આવ્યો, અને ભયંકર દૈત્યનું રૂપ લઇ કઠોર વચનોનો વરસાદ વરસાવવા લાગ્યો. કામદેવ શ્રાવકે જાણ્યું કે જરૂર આજે કોઇ ઉપસર્ગ આવેલો જણાય છે, માટે જ્યાં સુધી આ ઉપસર્ગ શાંત ન થાય ત્યાં સુધી મારે સર્વ આહારપાણીના પ્રત્યાખ્યાન છે, એવો સંકલ્પ કરી ધર્મમાં દઢતા ધરી ને શુભભાવના ભાવવા લાગ્યા. દેવ પ્રથમ પિશાચનું રૂપ લઇને બીવરાવવા લાગ્યો, અને કહ્યું કે હે ધર્મધૂર્ત ! મહાઅધમાધમ ! હવે ઢોંગ કરવો છોડી દે, નહિ તો આજ તારૂં આવી બન્યું સમજવું. મુખથી બોલ કે:—"મારો ધર્મ ખોટો છે." તો આ સર્વ સંકેલી ચાલ્યો જાઉં, નહિતો આજે તારૂં મરણ નક્કી છે, વગેરે ઘણું કષ્ટ દીધું, તે તેમણે સર્વ શાંતભાવે સહન કર્યું. પણ મુખથી "મારો ધર્મ ખોટો" એમ કહ્યું નહિ, તેવો સંકલ્પ સરખો પણ કર્યો નહિ, તેમ મનમાં જરા ક્ષોભ પણ ન થયો, હૃદયમાં હાયવોય ન થઇ, ઉલટું હૃદય અનિત્યભાવનામાં, અશરણભાવનામાં અને સંસાર ભાવના વગેરે બાર ભાવનામાં તલ્લીન થતું ચડતુંજ ગયું. પણ પોતાના ધર્મને વિષે લેશ પણ શંકા ઉપજી નહિ. તેમ "મારો ધર્મ ખોટો" એવું જીભે કહ્યું પણ નહિ, મનમાં વિચાર્યું પણ નહિ. કષ્ટમાં ધૈર્યતા ધારણ કરવી એ સત્પુરૂષોનું કર્ત્તવ્ય છે. એતો ખરૂંજ છે કે કુંદન સુવર્ણનીજ કસોટી થાય છે, પણ કસોટીપર ચડતાં સુવર્ણ પિત્તલ બની જતું નથી. પણ ઉલટું સુવર્ણમાં તેજસ્વીતાનો ગુણ વધતો જાય છે. તેમ તત્વજ્ઞ પુરૂષો આપત્તિમાં આવી પડતાં પોતાની સત્યતા તજી દેતા નથી, પણ ઉલટું સત્યતાને પ્રદિપ્ત કરવા ધૈર્ય ગુણ ધારણ કરે છે. તે વિષે કહ્યું છે કેઃ—

**विपदि धैर्यमथा भ्युदये क्षमा ।**

**सदसिवाक् पटुता युधिविक्र ॥**

यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ ।
प्रकृति सिद्धमिदं हि महात्मनाम् ॥२५८॥

અર્થાત્—વિપત્તિમાં ધૈર્ય ધારણ કરવું, સંપત્તિના શુભ સમયમાં ક્ષમા, સભામાં વાણીની પટુતા, યુદ્ધમાં પરાક્રમ, યશની અનિચ્છા, અને શાસ્ત્રમાં વ્યસન, આ મહાત્માઓની સિદ્ધ થયેલી પ્રકૃતિઓ છે: તેથી ગમે તેટલું દુઃખ આવી પડે તો પણ પોતાની ધર્મટેક તે સત્વશીલપુરુષ છોડે નહિ.

सपदि विलयमेतु राजलक्ष्मी ।
सपदि पतंत्यथवा कृपाणधारा ॥
अपहरतु तरां शिरः कृतान्तः ।
ममतुमनो न मनाग पैतु धर्मात् ॥२५९॥

અર્થાત્—ભલે રાજ્યલક્ષ્મી સત્વર નાશ પામો, અથવા ચળકતી તલવારની ધારાઓ મસ્તક ઉપર જોસબંધ પડો, અથવા યમરાજા મારા મસ્તકને ભલે છેદી નાખો, પણ ધર્મથી મારૂં મન જરા પણ ભ્રષ્ટ ન થાઓ. આપણા દૃષ્ટાંતનાયક પ્રાતઃ સ્મરણીય શ્રાવકવર્યને પણ સંકટ પડવામાં કાંઇ કચાશ રહી નહોતી. ચળાવવા આવેલા દેવે ધર્મટેક તજાવવા બહુ પ્રકારે ફાંફાં માર્યાં ઘણાએ સંતવ પ્રયાસો રચ્યા. પણ આખરે "કંચન કથીર નજ બન્યું." પણ ઉલટું કંચન તેજસ્વી થઇ વિશેષ ચળકયું.

છેવટે દેવે હારી બીજું હાથીનું રૂપ લઇ પરિસહ દેવા માંડયો. દંતુશળ છાતીમાં આરપાર ખેંચવા લાગ્યો, તો પણ તે ધીરવીર જરા ડગ્યા નહિ. ત્યારે દેવે વળી ત્રીજું ભુજંગનું ભયંકર રૂપ ધારણ કર્યું, અને ડંખ મારવા લાગ્યો, અસહ્ય વેદના ઉત્પન્ન થઇ, મરણાંત ઉપસર્ગ પ્રાપ્ત થયો. પણ ધર્મ ટેક તજવાનો સંકલ્પ સરખો પણ કર્યો નહિ. આખરે પોતે ધારેલી મુરાદમાં નાસીપાસ થયેલો દેવ થાકયો, ત્યારે છેવટે દેવરૂપે પ્રગટ થઇ હસ્તાંજળી કરી નમ્રતાપૂર્વક વંદન કરી સ્તુતિ કરતાં કહ્યું કે:—**धन्योसि त्वं महाभाग सफलं तव जीवितम्** હે ઉત્તમ સત્પુરૂષ! ધન્ય છે તને અને તારી ધર્મટેકને, તારૂં જીવિત સફળ છે. આવાં અસહ્ય સંકષ્ટો પડવા છતાં હે ધર્મવીર! ધર્મટેક તમે ન તજી,

રંચ પણ ન ચળ્યા. વાહવાહ! જેવાં ઇંદ્રમહારાજે દેવસભામાં વખાણ કર્યાં હતાં, તેવાજ આપ ટેકવંત નરરત્ન છો. આપની ટેક અને શ્રદ્ધાને કોટીશઃ ધન્યવાદ ઘટે છે, હવે આપના ઉપર હું અતિ પ્રસન્ન થઇ કહું છું કેઃ—"આપ મારી પાસેથી કાંઈક વરદાન માગો." આ સાંભળી કામદેવશ્રાવક બોલ્યો કેઃ—હે દેવ! તમો મારા પ્રત્યે સંતુષ્ટ થઈ કાંઇ ઇચ્છીત વરદાન માગવાનું કહો છો, તે ઘણી ઉત્તમ વાત છે. પણ મારે કાંઇ કામના–ઇચ્છા નથી, જેની ઇચ્છા છે તે તો હું પામ્યો છું. બાકી સર્વ વિનશ્વર પદાર્થો તો મને અરૂચીકર છે, પૌદ્ગલીક પદાર્થો તો આ જીવ અનંતવાર પામ્યો છે, પુણ્યોદયે પામે છે અને પામશે, પણ એક શ્રીવિતરાગભાષિત સદ્ધર્મજ પામવો મહામુશ્કેલ છે, તે પણ મને ગુરૂકૃપાએ મળ્યો છે. તે સિવાય અન્ય વસ્તુ ઉત્તમ નથી, અને અચળ પણ નથી, માટે તે મેળવવાની ઇચ્છા મને થતી નથી; હવે તો અક્ષય મોક્ષલક્ષ્મી મેળવવા માટે પ્રભુનીજ ઉપાસના કરૂંછું. પછી દેવે ઘણી નમ્રતાપૂર્વક કહ્યું કેઃ—अमोघं देवदर्शनम् ॥ તો પણ તેણે બીજું કોઇ પણ વરદાન માગ્યું નહિ. છેવટે દેવવંદન કરી સ્તુતિ કરતો સ્વર્ગે ગયો. ધન્ય છે આવા દઢ ટેકધારી ધર્મનિષ્ઠ ઉત્તમ શ્રદ્ધાળુ ભક્ત પુરૂષોને!

### રાગ બીભાસ.

જુઓરે જુઓરે જૈનો! કેવા વ્રતધારી?
  કેવા વ્રતધારી, તેને વંદના અમારી.—જુઓરે૦ એ ટેક.
જુઓ જુઓ જંબુસ્વામી, બાળાવયે બોધ પામી,
તજ્યું રાજ્યઋદ્ધિ જેણે, તજી આઠ નારી;
  તજી આઠ નારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૬૧૧
ગજસુકમાળમુનિ, ધગે શિરપર ધુનિ,
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારી;
  ડગ્યા ન લગારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૬૧૨
કોસ્યાના મંદીર મધ્ય, રહ્યા મુનિ સ્થુળિભદ્ર,
વેસ્યાસંગ વાસ્યો તોયે, થયા ન વિકારી;
  થયા ન વિકારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૬૧૩
સતી તો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી,
પતિવ્રત માટે કન્યા, રહી એ કુંવારી;
  રહી એ કુંવારી, તેને વંદના અમારી. જુઓરે૦ ૬૧૪
જનકસુતા જે સીતા, વરસ તો બારે વિત્યાં;

ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યાં ન લગારી;
ડગ્યાં ન લગારી, તેને વંદના અમારી, જીઓરે૦ ૬૧૫
સતી કળાવંતી નામે, થયાં શંખપુર ગામે,
કર નિજ કાપ્યા તોયે, રહ્યાં ટેક ધારી;
રહ્યાં ટેક ધારી, તેને વંદના અમારી. જીઓરે૦ ૬૧૬
દુઃખડાં તો દીધાં દેવે, સહ્યાં એતો કામદેવે,
ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યા ન લગારી;
ડગ્યા ન લગારી, તેને વંદના અમારી જીઓરે૦. ૬૧૭
ધન્ય ધન્ય તે નરનારી, એવા દૃઢ ટેકધારી,
જીવિત સુધાર્યું જેણે, પામ્યા ભવ પારી;
પામ્યા ભવ પારી, તેને વંદના અમારી. જીઓરે૦ ૬૧૮

શેઠ સવારમાં પોષધવ્રત પારી શ્રીમહાવીરપ્રભુને વંદના કરવા ગયા, વાંદી યથાયોગ્ય સ્થાને ઉપદેશ શ્રવણ કરવા બેઠા. શ્રીવીરપ્રભુએ પણ પોતાની પરિષદમાં કામદેવશ્રાવકનાં બહુ વખાણ કર્યાં, ચારે તીર્થને રાત્રીના ઉપસર્ગની વાત કહી સંભળાવી. ધન્ય છે આવા નરવરોને! કે સંકટમાં પણ ધર્મટેકને તજી નહિ, દેવ પ્રસન્ન થયો છતાં કોઇપણ વસ્તુ ન ઇચ્છી કે માગી અને પોતાની ટેકમાં અડગ ને અચળ રહ્યા.

આ વચનો સાંભળી સર્વ શ્રોતાજનો ઘણાજ ખુશી થયા, અને તેના જેવી દૃઢ ટેક ધારણ કરવા હૃદયોને સતેજ બનાવ્યાં. કામદેવ શ્રાવક ખુદ મહાવીરપ્રભુએ આટલાંબધાં વખાણ કરવા છતાંપિ જરાપણ મનમાં અભિમાન ન લાવ્યા. અહો! ધન્ય છે મહાપુરૂષોની નિરાભિમાની નિષ્કામ મનોવૃત્તિને! ક્ષુદ્ર મનુષ્યો તો પોતાનાં કોઇ સહજ વખાણ કરે, એટલે ફુલીને ફાળકા જેવા બની જાય છે. પણ આ નરોત્તમના મનમાં અભિમાનરૂપી ઝેરી સર્પનો જરા પણ ડંખ ન થયો, ગર્વથી હૃદય ન લીંપાયું, અને પોતાની ટેકમાં વિશેષ અચળ બનવા હૃદયને મજબુત બનાવ્યું. પછી મહાવીરપ્રભુને વંદન તે કરી સ્વસ્થાને ગયા પોતાનું શેષ આયુષ્ય ઉત્તમ સત્કાર્યોમાં ગાળ્યું. શુભભાવનાથી હૃદયને ભરપુર ભરી શાંતભાવે આખરે મોક્ષલક્ષ્મીને વર્યા.

આ દૃષ્ટાંતનો સાર એ છે, કે મોક્ષાભિલાષી દૈવી જીવો હોય છે, તે ગમે તેટલાં દેવ મનુષ્ય અથવા તિર્યંચ તરફનાં મહાસંકટો આવી પડે, તો પણ ઢીલા થઇ પોતાની અચળ ધર્મટેકને ચંચળ બનાવતા નથી. પણ અસ્થિર મનના મનુષ્યોની ધર્મટેક કાંઇક સંકટાભાસ થતાંજ

પોપટીઆ રંગની પેઠે ક્યાંઇ ઉડી જાય છે, અથવા લોભમાં તણાઈ અમુક આશાને લીધે ધર્મટેકને ટોલ્લો મારી ઉડાવી દેછે—વીસારી મુકે છે.

**( ૧૧૧ ) લોભી લાલચુ ને ધર્મઠગ વણિકની શઠતાની વાત.**

દૃષ્ટાન્ત તરીકે—એક વણિક કોઇ એક ધર્મગુરૂ પાસે " કોઇની પણ રજા લીધા વગર મારે કાંઇ પણ વસ્તુ લેવી નહિ " તેવી બાધા લેઇ ઘેર આવ્યો. પોતે ગરીબ સ્થિતિનો હોવાથી ગામડાગોઠડામાં ફરી કોથળાનો ધંધો કરી રળી ખાતો હતો. તેલ, મરચું, મરી મશાલો વગેરે વેચી કુંટુંબનું પોષણ કરી ગુજરાન ચલાવતો હતો. ખરેખર ગરીબ સ્થિતિ મહા દુઃખદાયી છે ! એકદા જમીને વેચવાનો સામાન કોથળામાં ભરીને તે ગામડે જવા નીકળ્યો. બે ગાઉને આશરે ગયો ત્યાં રસ્તામાં એક આંબાનું સુંદર વૃક્ષ દીઠામાં આવ્યું, વસંતૠતુનો સમય હોવાથી તે આંબાનું વૃક્ષ પૂર્ણ રીતે ફાલ્યુંફુલ્યું હતું. કેરીઓ પાકેલી જોયાથી વાણીઆનું મન તે જોઇ લલચાણું, પણ પોતાને બાધા હોવાથી જરા વિચાર થયો, પણ લાલચને લીધે ગમે તેમ કરીને કેરીઓ લેવી તો ખરી, પણ રજા લીધા વગર કેમ લેવાય ? અને તાકડે આંબાનો રખવાળ પણ બપોરનો વખત હોવાથી જમવા ગયો હતો. કદાચ હોય તો કાંઇ રજા માગવાથી કેરીઓ આપે ખરો કે ? અર્થાત્ નજ આપે. પછી કેરીઓ લેવાની લાલચે એક કપટકળાવાળી યુક્તિ યોજી કે આપણે રજા વિના લેવાની બાધા છે, પણ આ આંબાની રજા લઇ હું કેરીઓ લઉં તો શું હરકત ? એમ કહી આંબા સામો ઉભો રહી બોલ્યો કે:—

"હે અંબસાર ! તું ફળ્યો અપાર; લઉં બે ચાર, લેને દશ બાર."

આ દોહરાનો અર્થ એ નીકળે છે, કે વાણીઓ આંબા પ્રત્યે બોલે છે કે, હે આંબા ! તું બહુ સારો ફળ્યો છું, માટે બે ચાર કેરીઓ લઉં ? એ પ્રમાણે પ્રશ્ન તરીકે પોતે પુછયું, અને પોતેજ તેના ઉત્તર તરીકે જાણે આંબોજ ઉત્તર આપતો હોય નહિ એમ બોલ્યો કે, ભલે લેને દશબાર આ પ્રમાણે જાણે આંબા તરફથી પોતાને આજ્ઞા મળી ચુકી હોય નહિ એમ માની તે ઉપર ચડયો, અને પાંચ પચીશ કેરીઓ તોડી હેઠે ઉતરી કોથળામાં નાખી ચાલતો થયો. બીજે દિવસે પણ તેજ રસ્તેથી નીકળ્યો, અને કેરીઓ જોઇ મન લલચાણું લોભને લીધે ઉપરનો દોહરો બોલી બાધાના દોષને નહિ ગણતાં ઉપર ચડી કાલની જેમ પાંચપચીશ કેરીઓ તોડી કાથળામાં નાખી ચાલતો

થયો. આ પ્રમાણે ઇરાદાપૂર્વક જાણીબુઝીને રોજ તે રસ્તેથી નીકળે, અને હંમેશના નિયમ પ્રમાણે દોહરો બોલી કેરીઓ લેઇ જાય. રખવાળની ગેરહાજરીને લીધે પાંચપચીશ દિવસ તો આ પ્રમાણે ચાલ્યું, પણ વાણીયાએ લોભને લીધે પાછું વાળી વિચારજ કર્યો નહિ, કે આનું પરિણામ શું આવશે? ખરેખર લોભ તેવોજ છે. તેને માટે શ્રીદલપતરામ કવિએ કહ્યું છે કેઃ—

દુહો.

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકુળ;
લોભે લક્ષણ જાય છે, લોભ પાપનું મૂળ. ૬૧૯

ભુજંગી છંદ.

ઘણા લોભથી તો ઘણું કષ્ટ થાશે,
ઘણા લોભથી લાજ લેતાં લુંટાશે;
ઘણા લોભથી તો પડે ભીડ ભારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૬૨૦
ઘણા લોભથી સત્યતા સર્વ છૂટે,
ઘણા લોભથી મિત્રતા છેક તૂટે;
ઘણા લોભથી ધર્મને દૂર ધારે,
અરે લોભનો થોભ રાખો લગારે. ૬૨૧

પેલો વાણીઓ અતિ લોભમાં તણાયો, પણ પાપથી કે રખવાળથી જરા ભય પામ્યો નહિ. તો આખરે તેનું પરિણામ એ આવ્યું કે, આંબાનો રખવાળ હંમેશાં આંબામાંથી કેરીઓ ઘટતી હોવાથી વિચારમાં પડયો કે આ શું? રોજ કેરીઓ કોણ લઇ જતું હશે? ખરેખર બપોરે મારી ગેરહાજરીમાં કોઈ હરામખોર માણસ આ ચોરીનું કામ કરતું હશે. પછી તેનો ચોર પકડવા વળતે દિવસે તે આંબાના વૃક્ષના થડની પોલારમાં ગુપ્તપણે સંતાઇ બેઠો. હવે પેલા લોભી વાણીએ હંમેશના નિયમ પ્રમાણે ત્યાં આવી દોહરો બોલી આંબાની આજ્ઞા માગી, કેરીઓ લેવા ઉપર ચડી પાંચ પચીશ કેરીઓ લેઈ કોથળામાં નાખી ચાલવા માંડયું. પેલા રખવાળે આ બધું જોયું, મનમાં ઘણો ખેદ અને આશ્ચર્ય પામ્યો, ઠીક આજ તો જવા દો, કાલે વાત–એમ કહીને વાણીઓ ગયા પછી તે ઘેર આવ્યો. અને સુતારને ત્યાં જઈ એક ખેરના લાકડાનો ધોકો કરાવ્યો, તેને બગલમાં સંતાડી બીજે દિવસે તે પેલાણમાં સતાઇ બેઠો. વાણીઓ આવી હંમેશના નિયમ મુજબ

આંબા પાસે આજ્ઞા માગવાનો દોહરો બોલ્યો, અને જેવો ઉપર ચઢવા જાય છે, તેવામાં એકદમ આંબાનો રખવાળ બહાર નીકળી કહેવા લાગ્યો કેઃ–અલ્યા વાણીઆ! ઉભો રહે, શું કરે છે? કયાં જાય છે? અને હમણે તું શું બોલ્યો હતો વારૂં? વાણીઓ મનમાં ચેતી તો ગયો, કે જરૂર આજે ભોગ મળ્યા, ઘણા દિવસે આજ પકડાઇ ગયા. પણ ફીકર નહિ, હમણા ચપટીમાં સમજાવી દઉં છું–એમ વિચારી બોલ્યો કે ભાઇ! મારે બાધા છે કે કોઇ પણ ચીજ કોઇની રજા સિવાય લેવી નહિ. માટે આ આંબા પાસે આજ્ઞા માગીને હું તે હા પાડે છે, ત્યારેજ કેરીઓ લઉં છું–એમ કહી પેલો દોહરો બોલ્યો. દોહરો સાંભળી આંખો લાલચોળ કરી મનમાં ખેદ પામતો રક્ષક બોલ્યો કેઃ–અલ્યા! તારે નિયમ છે તેમ મારે પણ નિયમ છે, સાંભળ! એમ કહી પેલો ખેરનો ધોકો બહાર કાઢી હાથમાં લઇને તે ધોકા પ્રત્યે બોલ્યો કેઃ—

"હે ખેરસાર! તને ઘડયો સુતાર; દઉં બેચાર, દેને દશબાર."

જો ભાઇ! આ ધોકાની મેં આજ્ઞા માગી, મેં તો ફક્ત તને મારવા માટે બેચાર ધોકા માટેજ આજ્ઞા માગી, પણ આ તો ઉદાર દીલથી દશબાર ધોકા મારવાની આજ્ઞા આપે છે. માટે હે લુચ્ચા! ધર્મધૂર્ત! પ્રપંચી! તારી ધૂર્તતાનો બદલો તને હવે અવશ્ય મળવોજ જોઇએ. કહ્યું છે કેઃ–"शठं प्रति शाठ्यं कुर्यात् । आदरं प्रति चादरं ॥"

અર્થાત્–શઠની સાથે શઠતા અને સરલ જન સાથે સરલપણું રાખવું–એમ કહીએ હરામી ચોર વાણીઆને તે ધોકા વડે ખુબ માર્યો, સર્વ પડાવી લુંટી લીધું અને ખુબ ગાળો ચોપડાવી તેના ધર્મઢોંગીપણાના લક્ષણને અને આવી કપટી બાધાને માટે તેને ખુબ ધિક્કાર્યો.

મતલબ એ છે કે જ્યાં કપટભાવે આવા નિયમો લેવામાં આવતા હોય, અને જેનાં મન ગાડાના પૈડાની માફક ફરતાં હોય, તેવા પુરૂષો અડગ ધર્મટેકમાં બિલકુલ ટકતા નથી; પણ કાંઇક લાભને વિષે, અથવા સંકટમાં સપડાતાં તે ધર્મટેકને તુરત તજી દે છે. તેથી હે પ્રભુ! સંસારસુખમાં આસક્તિ પામનાર મોહમુગ્ધ–મનુષ્યો આપની પરમપવિત્ર ભક્તિને તથા આપના સર્વોત્તમ પદને મેળવવા ભાગ્યશાળી બનતા નથી. તો હે પ્રભુ! અમો અનાથ આપની સમક્ષ બીજી કોઇ પણ સંસારી વસ્તુ નહિ યાચતાં ફક્ત સંસારમુક્ત થવાની અને આપના પવિત્રપદને મેળવવાનીજ પ્રાર્થના કરીએ છીએ. (૫૯)

માલિની છંદ

જીનવર જય આપો કર્મનાં કષ્ટ કાપો,
સુખકર પ્રભુભક્તિ અર્પીને ભક્ત સ્થાપો;
ભવભય હરવાને ભાવના શુદ્ધ દેજો,
શિવ સુખદ અમારી પ્રાર્થના ચિત્ત લેજો. ૬૨૨

पर्णादि पूर्णे पृथुपादपे च ।
ल्पमेत्य क्रीडंति शकुंतका वै ॥
वाय्वा दि येनास्तंते हि तस्मिन् ।
गच्छंति तूर्णं च यथाऽऽगतात्र ॥१००॥

नरि श्रियाशालिनि संश्रयंति ।
संबंधिवर्ग्या निखिलास्तथैव ॥
आपत्ययोधौ पतिते हि तस्मिन् ।
यदृच्छया हंत तमात्यजंति ॥१०१॥

અર્થ—આ લોકમાં પાંદડાં ડાળી શાખા પ્રતિશાખા ફળફુલ વગેરે યુકત મોટા અને ઘટાવાળા કોઇ સુંદર વૃક્ષને વિષે નાના પ્રકારનાં પક્ષીઓ ભેળાં થઇને ક્રીડા-ગમ્મત-કલ્લોલ કરે છે, પણ તેજ વૃક્ષ વાયરાથી કે બીજા કોઇ પ્રકારથી પડી જાય છે, તો તે સઘળાં પક્ષીઓ તે ઝાડને તજી ચાલ્યાં જાય છે. તેમ આ લોકમાં પુરૂષ પણ લક્ષ્મીવડે કરીને શોભતો હોય, ત્યાં સુધી સર્વે સગાં વહાલાં તેનો આશ્રય લે છે, તેને સપ્રેમ વળગ્યાં રહે છે,

**પણ તે પુરૂષ કાઇ દૈવયોગે આપત્તિમાં આવી પડે છે, ત્યારે તે સર્વ સગાં સ્નેહી સંબંધીઓ તેને તજી દે છે.**

**૧૦૦-૧૦૧ યુગ્મ.**

**ભાવાર્થ**—આ સંસાર ખરેખર સ્વાર્થથીજ ભરેલો છે, જ્યાં જોઇએ ત્યાં મતલબનીજ યારી રહેલી છે. ધનવાનને સર્વ કોઈ માન આપે છે, નિર્ધન એટલે લક્ષ્મી વગરના લપોડ ને ગરીબ માણસને કોઈ બોલાવતું એ નથી. એ પણ એક સ્વાર્થતા નહિ તો બીજુ શું ? રોજ પક્ષીઓ ફળફૂલથી ભરેલાં વૃક્ષોનો આશ્રય લે છે, પણ એજ વૃક્ષ જીર્ણ થઇ જઇ પડી જાય છે, અથવા સુકાઈ જઇ ફળફુલ આવતાં બંધ પડી જાય છે, ત્યારે તે વૃક્ષનો આશ્રય તજી પંખીડાં બીજે ચાલ્યાં જાય છે. તેમ ધનવાન પુરૂષોનો આશ્રય સર્વ કોઇ લે છે, પણ તેજ પુરૂપ પછો લક્ષ્મીરહિત નિર્ધન ગરીબ થઇ જાય છે, ત્યારે સર્વ તેને તજી દે છે. અહો ! આવા આ સ્વાર્થીયા સંસારનેજ ધિક્કાર છે, કે જેમાં સર્વત્ર સ્વાર્થતાજ સર્વાશે ભરી છે.

ખરેખર ! આ મનુષ્યજન્મ એક અમુલ્ય જવાહીર છે, પણ મુરખા તેને સ્વાર્થમાં અંધ બની તદ્દન નિષ્ફળ બનાવી દે છે. તત્વજ્ઞ પુરૂષો પોકારીપોકારીને કહે છે કે, આ મોંઘો મનુષ્યનો જન્મ ફરી ફરીને મળવો મુસ્કેલ દુર્લભ છે, માટે તેને સ્વાર્થમાં—અજ્ઞાનતાના ઘોર અંધકારમાં અથડાઇ ફોગટ ન ગુમાવવાં, કાંઈ આત્મહિત કરવુંજ ઠીક છે. આ મનુષ્યજન્મ કાંઈ મોહમમત્વમાં કે સ્વાર્થમાં અંધ બની નિરર્થક ગુમાવવા માટે પ્રાપ્ત થયેલ નથી, પણ આત્માનો કાંઈ અભ્યુદય કરવાને માટે પ્રાપ્ત થયેલ છે. છતાં કાંઇપણ આત્મહિત ન કરતાં સ્વાથમાંજ પડયા રહે છે, તે ખરેખર બિલાડુ કાઢતાં ઉંટ પેસીજવા જેવુંજ થયું છે. તે વિષે કહ્યું છે કેઃ—  **ઝુલણા છંદ.**

> **દુઃખથી છુટવા દેહ છેરલો ધર્યો,**
> **વાત ભુલાય છે અજ્ઞભાવે;**
> **કામ ને ક્રોધ ને લોભના પાશમાં,**
> **દુઃખ છે તોય આનંદ આવે;**
> **પાપમાં કર્મ બંધાય છે બેવડાં,**
> **હાય હૈયું વર્ણ્યું જાય હેઠું;**
> **ઉદયને ઇચ્છતાં અસ્ત આવી ગયો,**
> **“ મિંદડું કાઢતાં ઊંટ પેઠું. ”** ૬૨૩

શાસ્ત્રની વાતને સાંભળે કોણ છે?
કોણ અભ્યાસનો ભેદ આણે?
શું સદાચાર તે વાત સમજે નહિ,
રાગ ને રંગમા ખૂબ માણે;
ઉપર શુભ દેખીએ માંહિ દુઃસંગ છે,
છંદમાં છાબડું છેક બેઠું,
ઉદયને ઇચ્છીતાં અસ્ત આવી ગયો,
"મીંદડું કાઢતાં ઊંટ પેઠું." ૬૨૪

અર્થાત—હે વહાલા આત્મા! તું જરા વિચાર કર, કે આ મનુષ્યનો દેહ કેવા અથાગ પુણ્યના ઉદયે મળ્યો છે? તો તેને કામ ક્રોધ લોભ મોહ મદ માયામાં મુગ્ધ બની મુદ્દે તરવાની વાતને કેમ ભુલી જવાય છે? સંસારમાં નાના પ્રકારનાં દુઃખો હરવખત આવ્યા કરે છે, છતાં પણ કાંઇ સત્ય તત્વ પ્રતે રૂચી ઉત્પન્ન થતી નથી, તો ખરેખર લાભને બદલે હાનિજ થાય છે, બિલાડી કાઢતાં ઊંટ પેસાડવા જેવું કરે છે.

## (૧૧૨) ડોશીની કમબખ્તી! બિલાડું કાઢતાં ઊંટ પેઠાની વાત.

એક ગામમાં કોઇ વૃદ્ધ ડોશી રહેતી હતી,તે એકવખતે સવારના પહોરમાં વહેલી ઉઠી ઓશરીમાં આવી, તો ઓશરીમાં એક બિલાડું મરી ગયેલુ જોયું. ડોશીએ તે જોઇ વિચાર્યું હવે શું કરવું? સવારે લોકોને ખબર પડશે, તો ઢેડને બોલાવવો પડશે, અને નકામા ઉપ-ડામણના બે ચાર પૈસા ખરચવા પડશે, માટે લે ને હુંજ એક ટોપલામાં સંતાડી ઉકરડે નાંખી આવું, હજુ અંધારૂ છે એટલે કોઈ ભાળશે નહિ, ને બેચાર પૈસા ઉપડામણીના ઉગરશે.

પછી તરતજ સાડલો બદલી એક ટોપલામાં તે બિલાડાના મુડ-દાને નાખ્યું, ને ઉપર કચરો પુંજો ભરી તેને ઢાંકી દીધું પછી ડેલાનાં કમાડ ઉઘાડીને નાંખવા ચાલી,પણ જતાં ડેલાનાં કમાડ પાછાં વાસ્યાં નહિ, હમણાંજ નાંખી ચાલી આવીશ એમ ધારીને ગઇ. તેટલામાં તે ગામમાં એક ઉંટ કેટલાક દિવસથી માંદુ ફરતું હતું, તે ઉંટ ફરતુંફરતું ત્યાં આવ્યું, ડેલો ઉઘાડો દેખી તેમાં પેઠું, પણ પેસતાંજ વચમાં ખોડેલા એક લાકડાના ખીલાની ઠોકર વાગતાં બિચારૂં ઊંટ એકદમ પડી ગયું. અને થોડા વખતમાં મરણ પામ્યું.

હવે પેલાં ડોશીમા જે બિલાડું નાંખવા ગયાં છે, તે નાંખીને પાછાં

વળ્યાં, મનમાં હરખાતાં જાય છે કે ઠીક થયું બે પૈસા ઉગર્યા. જરા નાહી નાખીશું એટલે આભડછેટ જતી રહેશે, ને કોઇને આની ખબર પણ નહિ પડે; એમ હરખાતીહરખાતી પોતાને ડેલે આવી. જ્યાં ડેલામાં આવી જુવે છે, ત્યાં તો ડેલા વચ્ચેજ ઊંટ મરેલો જોયો. મનમાં ઘણોજ અચંબો પામી ડોશી બોલી ઉઠી કેઃ—હાય બાપ! આ શું? આ ઊંટ ક્યાંથી આવ્યું.? અરેરે! આ તો "બિલાડું કાઢતાં ઉંઠ પેઠું!" હવે શું કરવું? મીંદડાને તો ટોપલામાં સંતાડી છાનીમાની ઉકરડે નાખી આવી, પણ આ ઊંટ કેમ ઉપડશે? જરૂર તેને કાઢવાનો ખર્ચ કરવો પડશેજ, ખરેખર મેં મૂર્ખીએ બેપૈસાના બચાવ માટે બાર આનાની ઉઠાડી. પછી ઘણો અફસોસ ધરતી ચાર પાંચ મજુરો કરી ઊંટ ઉપડાવી બહાર નંખાવ્યું. અને જખ મારીને બાર આનાનો ખર્ચ પણ કર્યો.

મતલબ કે જેમ તે ડોશીને બિલાડું કાઢવા જતાં ડેલામાં ઉંટીયું પેસી ગયું, તેમ આ જીવના સંબંધમાં પણ તમારે એમજ સમજવું. અર્થાત્ મનુષ્યજન્મ પામી લાભ લેવા જતાં, ઉલટો ખોટના ખાડામાં ઉતરી ગયો, વચમાં લુંટારાઓએજ લુંટી લીધો. તે વિષે કહ્યું છે કેઃ—

**દોહરો.**

**કામ ક્રોધ મદ લોભ એ, લુંટારા છે ચાર;**
**લુંટે દીવસ રાત તે, જ્ઞાન ધ્યાન સુવિચાર. ૬૨૫**

**અર્થાત્**—જ્ઞાન ધ્યાન સદ્‌વિચાર વગેરે ઉત્તમ સદ્‌ગુણોને કામ ક્રોધ વગેરે લુંટારાઓ રાતદહાડો લુંટયા કરે છે. આ જીવાત્માએ આ મનુષ્યગતિમાં જન્મ તો લીધો, પણ તેનાથી જન્મનું સાર્થક તો કાંઇ કર્યું નહિ. તે વિષે કહ્યું છે કેઃ—

**ગઝલ કવ્વાલી.**

રચ્યો તું સ્વાર્થની બાજી, ન રાખ્યા રાંકને રાજી;
બગાડી હાથથી બાજી, ગયો આ જીંદગી હારી. ૬૨૬
ગરીબનાં કાળજાં બાળ્યાં, પીડાતાને ન પંપાળ્યા;
ગમ્મતમાં વર્ષ સૌ ગાળ્યાં, ગયો આ જીંદગી હારી. ૬૨૭
પોતાના સ્વાર્થને માટે, ગરીબનાં શીરને કાટે;
પડયો તું પાપની પાટે, ગયો આ જીંદગી હારી. ૬૨૮
મનુષ્યની સાંપડી મ્હેડી, નડી આ મોહની બેડી;
વિસારી પુણ્યની કેડી, ગયો આ જીંદગી હારી. ૬૨૯
અનાડી લોભમાં અંધો, કપટનો પ્રેર્યો રંધો;

કીધો અધર્મનો ધંધો, ગયો આ જીંદગી હારી. ૬૩૦
કર્યાં કુકર્મ તેં ભારી, દયા ના દિલમાં ધારી;
ઉઘાડી નર્કની બારી, ગયો આ જીંદગીહારી. ૬૩૧

અર્થાત:—આ પ્રકારે અજ્ઞાનમાં અને સ્વાર્થમાં અથડાઇ ખરે હે જીવાત્મા! તુ આ મહામોંઘી માનવજીંદગી હારી ગયો.

હે વહાલા મુમુક્ષુબંધુ! એટલું તો તું તારા મનમાં ચોકસ માનજે-વિચારજે, કે સંસારનાં નાના પ્રકારનાં સગાંસબંધીઓ છે, તે સઘળાં સ્વાર્થનાંજ સંગી છે, પાસે કાંઇ વત્ત હોય, તો તો સદા બહુ માનથી આદરસત્કાર કરે છે, કાયમ ખડાંનેખડાં હાજર રહ્યા કરે છે, પણ સ્વાર્થ સર્યો એટલે સર્વ તજી દે છે. જ્યાં ગળપણ હોય ત્યાં માખીઓ બહુ ભમણે છે ને ગળપણ ગયું, એટલે માખીઓ પણ ઉડી ચાલી જાય છે, તેમજ આ જીવાત્માના સબધમાં પણ સમજવાનું છે. તેવાજ હેતુથી જ્ઞાની પુરૂષો આ સંસારને અસાર કહે છે, સર્વ પદાર્થો ક્ષણ-ભંગુર અને ચંચળ છે. જોતજોતામાં તેનો ઝટ વિનાશ થઇ જાય છે. તે વિષે કહ્યું છે કે:— માલિની વૃત.

गगननगर कल्पं संगमो वल्लभाना ।
जलद पटल तुल्यं यौवनं वा धनं वा ॥
सुजन सुत शरीरादि नि विद्युश्चलानि ॥
क्षणिक मिव समस्तं विद्धि संसारवृत्तम् ॥ २६० ॥
जातस्य हि ध्रुवं मृत्यु । ध्रुवं जन्म मृतस्य च ॥
तस्मात् परिहार्येऽर्थे । नत्वं शोचितु मर्हसि ॥ २६१ ॥
दुर्लभं मानुषं प्राप्यं । हा मुधाये न हारितम् ॥
केवलं ध्यायते जंतु । रामा रामा धनं धनम् ॥ २६२ ॥

અર્થાત્—સ્ત્રિયાદિકનો સમાગમ ગંધર્વનગર જેવો ખોટો છે, યૌવન અને ધન તે વરસાદનાં વાદળાં જેવું ક્ષણિક છે, સગાંસંબંધી પુત્ર કલત્ર પોતાનું શરીર વગેરે વિજળીના ચમકારા તુલ્ય ચંચળ છે. વિશેષ તો શું પણ આ સંસારના સર્વ પદાર્થો ક્ષણિકજ છે, એમ પ્રાજ્ઞ પુરૂષો પોકારીને કહે છે. વળી જન્મ્યો તેને મરવું પણ નિશ્ચે છે. અને મરણ પછી જન્મ પણ નિશ્ચે છે. માટે નાશવાન પદાર્થો પ્રત્યે અતિ મોહાસક્તિ ધારણ કરી જન્મ હારી જવો ન જોઇએ. આ દુર્લભ

મનુષ્યત્વ પામી તેને મુગ્ધ પ્રાણીઓ વૃથા હારી જાય છે, અને આખી જીંદગી સુધી નાહક ધનારામા ધનાસભાના ઉધામા કર્યા કરે છે. અર્થાત્ "ભજ કલદારં ભજ કલદારં" રટયાજ કરે છે, તેનાજ વિચારો અને તેનુંજ ચિંતવન સદાકર્યા કરે છે. અને મન સાથે માને છે કેઆ સર્વ ધનમાલ કુટુંબકબીલો વગેરે સર્વ મારાં છે, હું તેનો છું એ પ્રમાણે મોહપાશમાં સખ્ત બંધનથી બધાઈ ફસાઇ જાય છે.

પણ મૂઢ એટલું એ વિચારતો નથી, કે આ અવની ઉપર લાખો કરોડો મારી પહેલાં થઇ ગયા છે, તો કોઇની સાથે પૃથ્વી ગઇ નથી, ધન ગયું નથી સ્ત્રિ પુત્ર વગેરે સગાં પણ સાથે ગયાં નથી; જર જમીન ને જોરૂ સર્વ અહીંજ મુકીને તેઓ સર્વ ચાલ્યા ગયાછે. જેમ મુસાફરીએ ગયેલા કોઈ વટેમાર્ગુને ઉતરવા માટે કોઈ ધર્મશાળામાં કે મુસાફરી બંગલામાં બે દિવસ ઉતરવા માટે રજા મળે છે, પણ તેમાં કાયમ રહી શકાતું નથી; તેમ આ સંસાર પણ એક મુસાફરખાનુંજ છે. તે વિષે કહ્યું છે કેઃ-

—શાણા સમજુને સદ્બોધ.—

સંસાર સમજી લે શાણા ! મુસાફરખાનું;<br>
કોઇ નથી ટકયું કોઇ નથી ટકવાનું. ટેક.<br>
શાણા મુસાફરખાનું, સંસાર૦ ૬૩૨<br>
દૂર દેશ તારો પ્યારા ! અરે પરદેશી !<br>
કાલે સવારે ઊઠી તારે તો જવાનું. શાણા૦ ૬૩૩<br>
સગાં ને સંબંધી તારાં, પંખીનો મેળો,<br>
મારૂં જેને માન્યું તે તો ન્યારૂંજ થવાનું;<br>
શાણા મુસાફરખાનું. સંસાર૦ ૬૩૪

અહાહા ! કેવો સરસ બોધ છે, મોહમુગ્ધો માટે કેવો સરસ જ્ઞાનફટકો છે ? અને સમજુ શાણા માટે કેવી અપૂર્વ ચેતવણી છે ? બંધુઓ ! એટલું તો ચોકસ યાદ રાખજો કે આપણે એક મુસાફરખાનામાંજ આવી બેઠા છીયે, તેને આપણું માની બેસવાનું નથી, તે મુસાફરખાનું અવસ્ય એક વખત તજી દેવું તો પડશેજ, કાળે કોઇને મુકયા નથી; તેમ કોઇને મુકશે પણ નહિ. મૃત્યુ ક્યારે આવશે અને કેવી રીતે આવશે, તેની કોઇને કંઇ પણ ખબર નથી. પણ કાળ ઓચિંતો આવી નિશ્ચે જરૂર પકડશે. તે વિષે કહ્યું છે કેઃ-

રાગ ગરબીનો.

ઘડી એક તણો વિશ્વાસ શ્વાસનો નાણોરે;
અણુચિંત્યો આવશે કાળતણો તે આણોરે. ૬૩૫
જેમ તેતર ઉપર બાજ, મચ્છને બગલોરે;
તારી નવલ સુરંગી દેહ, કરી દેશે ઢગલોરે. ૬૩૬
જેમ તોરણ આવ્યો વૃંદ, પાછો ન વળશેરે;
તારાં સગાં કુટુંબ પરિવાર સહુ ટળવશેરે. ૬૩૭

મતલબ કે ઓચિંતોજ કાળ આવી પકડશે, માટે આ દેહનો ક્ષણવાર પણ ભરોસો કર્યા જેવું નથી. ક્ષણ વારમાં નાશ થતા આપણે ઘણાને જોઇએ તથા સાંભળીયે છીએ, તેમ સાંભળ્યા પણ છે, અને નજરે પણ દીઠા છે. તે સંબંધે એક હૃદયભેદક ખરો બનાવ થોડા કાળ ઉપર એક ગામમાં બનેલો હતો, તે અત્રે પ્રસંગોપાત લખીયે છીએઃ-

(૧૧૨) કર્મ સંયોગે કાળનો ભોગ થઇ પડેલા છોકરાની વાત.

એક ગામમાં કેટલાંક વર્ષ ઉપર ભારે દુકાળ પડયો હતો, તે વખતે પોતાની રૈયતના નિભાવ માટે તે ગામના દરબારશ્રીએ બાંધકામ કાઢયું હતું, અર્થાત તળાવ ખોદવાનું શરૂ કર્યું, તેમાં ઘણા દાહાડીઆઓ કામ કરતા હતા. તેમાં એક ગરીબ છોકરો પણ માટીના ટોપલા ભરી સહુની સાથે તે તળાવની પાળે નાંખવા જતો હતો. તે પાળ પાસે ઓરડીનું જાળું હતુ તેમાં એક મોટો અજગરાયલ સર્પ નાગ બેઠેલો હતો, તે સાપ જ્યારે આ છોકરો ટોપલી ભરી ધુળ નાંખવા માટે પાસે આવતો, ત્યારે તેની સામું ફુંફવાડો મારતો, બહાર નીકળી ગુપ્ત રીતે કરડવા જતો, પણ બીજી કેટલીએક સ્ત્રીઓનું ટોળું સાથે હોવાથી અને છોકરો ટોપલી નાખી તરત દોડી જતો હોવાથી તેને કરડવાનો પુરતો લાગ મળતો નહિ.

આ પ્રમાણે પાંચસાત વખત બન્યું, પણ સર્પને લાગ મળતો ન હોવાથી ડોકીયું કરી પાછો જાળામાં સંતાઇ જાય; આ બાબતની તે છોકરાને ખબર ન પડી, પણ ત્યાંથી થોડેક દૂર કારકુનનો તંબુ હતો, તેમાં તે કારકુન ખુરશી ઉપર બેઠો હતો. તેની સ્વાભાવિક નજર તે જાળા ઉપર ગઇ અને તેણે આ પ્રકાર પ્રત્યક્ષ જોયો તેથી ઘણોજ અચંબો પામ્યો, કે આ શું? અરે આ છોકરાનો કાળ ભમે છે કે શું! જરૂર આ છોકરાને સાપ કરડે તેવું લાગે છે, માટે અહિંથી તેને આજ રજા આપી દઉં,

એમ વિચારી છોકરાને પાસે બોલાવી કહ્યું કે, છોકરા ! આજે તું ઘેર જતો રહે. આ સાંભળી છોકરો ગભરાઇને બોલ્યો કે, સાહેબ! મારામાં શું વાંક આવી ગયો, હું ગરીબ છું સાહેબ! મારો દાહાડો કાપશો તો હું શું ખાઇશ? એમ કહિ ગળગળો થઇ ગયો. ત્યારે કારકુને તેને સમજણ પાડી કહ્યું કે, છોકરા! તારો કાંઇ વાંક નથી, તારી દાડી ચઢતી રાખીશ, પણ આજે તું ઘેર જતો રહે, તો પણ છોકરાએ કારણ પુછ્યું, ત્યારે કારકુને તેને પુછ્યું કે, જો પેલા જાળામાં તું સર્પ ભાળે છે કે? છોકરે જોઈ કહ્યું કે, હા સાહેબ! ત્યારે જો તે સર્પ તું ટોપલો નાંખવા જાય છે, ત્યારે તે તને કરડવા તાકે છે. તેથી વિચારતાં જણાય છે, કે તારે માથે આજે ભય છે, માટે હું તને કહું છું કે ભાઇ! તું આજે જરૂર ઘેર જતો રહે.

આ પ્રમાણે કારકુને કહેવાથી છોકરો એકદમ ગભરાઇ રજા લઇ ઘર ભણી દોડયો. જ્યાં થોડેક દૂર ગયો ત્યાં નાગની નજર ગઇ, અને તેણે જાણ્યુ કે ઝપાટામાંથી ગયો કે શું? એમ ધારી એકદમ જાળા-માંથી નીકળી તેની પાછળ દોડયો, ત્યાં રહેલા બીજા ઘણા માણસોએ સાપને અટકાવ્યો પણ એકદમ વાયુવેગે દોડી ગયો. ત્યારે તે માણ-સોએ બુમ પાડી કે છોકરા દોડજે જલદી, તારી પાછળ સર્પ દોડે છે. આ સાંભળી છોકરાને ફાળ પડી, હાય! હવે મને કરડી ખાશે. તોપણ જીવવાની આશા મોટી છે, તેથી એકદમ દોડતોજ રહ્યો, અને વિચાર્યું કે એક વખત ગામ ભેળો થાઇ જાઉં તો ઠીક, એમ કરતાં ગામની હદમાં પહોંચી ગયો. સર્પ પણ પાછળ દોડયો આવે છે, તેવામાં બન્યું એવું કે આકાશમાર્ગે ઉંચે ઉડતી એક સમળીએ પેલો સાપ ભાળ્યો, પોતાનો ભક્ષ ધારી તેને પકડવા માટે સમળી હેઠી આવી, અને તે દોડતા સર્પને એકદમ પકડી ઉપર બેસી ઝાલી લીધો, અને તેને પો-તાના બે પગ વચ્ચે દાબી ઉપાડી લઇ પાછી આકાશમાં ઉડી ગઇ, તે એવી ધારણાથી કે આઘે જઇ કોઇ ઉંચા ઝાડ ઉપર બેસી સર્પનું ભક્ષણ કરી જઇશ, એમ ધારી ચાંચ મારતી મારતી ગગનમાં લઇ ચાલી.

હવે અહીંઆં પેલો છોકરો પણ દોડતોદોડતો ગામ ભેળો થઇ ગયો ત્યારે કાંઈક મનને શાંતિ વળી, પણ હજી ઘર ભેગો થાઈ જાઉં તો ઠીક, એમ ધારી તે દોડતોજ રહ્યો. એમ દોડતાંદોડતાં પોતાની ઘરની ખડકી સુધી આવી પહોંચ્યો, અને જેવો ખડકીમાં પેસવા જાય છે, તેવામાં પેલી સમળી પણ નાગને લઇ ઉડતીઉડતી તે ખડકી ઉપરજ

કર્મયોગે આવી, અને જેવી આગળ દોડવા જાય છે, તેવામાંજ સમડીના પંજામાંથી તે સર્પ છટકી ગયો, અને પેલો છોકરો જેવો ખડકીમાં પેસવા જાય છે, તેવામાં ખડકીના મુખ આગળજ તે સર્પ નીચે પડયો, અને પેલા છોકરાએ ખડકીમાં પગ મુકયો કે તુરતજ અંગુઠે ડંખ દીધો–કરડયો. પેલો છોકરો હાય બાપ ! મુવો !! એવી એકદમ કારમી બુમ પાડી ચતોપાટ જમીન ઉપર પડી ગયો, એકદમ ઝેર ચડી ગયું અને થોડા વખતમાંજ બાપડો મરણ પામ્યો. પેલો સર્પ પૂર્વનું વેર લેવાને માટેજ જાણે જીવતો ન રહ્યો હોય, એમ કરડીને તુરતજ મરણ પામ્યો. અહાહા ! જુવો કર્મની કેવી અગમ્ય ગતિ છે?!

વાંચનાર ! જોયું ? કાળકસાઇનો કેવો અજબ ઝપાટો છે ? આ કાચી કાયાનો શો ભરોસો રાખવો ? તે બિચારા છોકરાને મનમાં કેવી મોટીમોટી આશાઓ હશે, પણ સર્વે મનમાંજ રહી, અને અચિંતોજ કાળને ઝપાટે ઝપલાઇ ગયો. માટે કાળ કેવી રીતે ક્યારે કયા સ્થળે આવશે, તેની લેશ પણ ખબર પડતી નથી, પણ એક વખતે તે આવશે તો ખરોજ. તે વિષે કહ્યું છે કે:—

**ભુજંગી છંદ.**

**નહિ આગળે કાગળેથી જણાવે,**
**નહિ કોઈ સાથે સંદેશો કહાવે;**
**અજાણ્યો અકસ્માત આશ્ચર્ય જેવો,**
**અરે આવશે એક તો દીન એવો. ૬૩૮**

**હશો ગામમાં સીમમાં કે કુશીમાં,**
**હશો ખેદમાં કે હશો જો ખુશીમાં;**
**કહો કોણ જાણે હશે કાળ કેવો,**
**અરે આવશે એક તો દીન એવો. ૬૩૯**

**પુરાં થઈ શકયાં તે થયાં કામ પુરાં,**
**અધુરાં રહ્યાં તે રહેશે અધુરાં;**
**તડાકો તમે તોપનો જેમ ટેવો,**
**અરે આવશે એક તો દીન એવો. ૬૪૦**

**ભર્યાં પેટીમાં રાસ રૂડાં રૂપાળાં,**
**રહે તેમનાં તેમ દીધેલ તાળાં;**
**નથી કુંચીનો ઝુમકો સાથ લેવો,**
**અરે આવશે એક તો દીન એવો. ૬૪૧**

**રહ્યા મિત્ર સંબંધી તે સર્વ જોશે,**
**જરી જોર ચાલે નાહ દ્રષ્ટિ રોશે;**
**જશે ખાખ થઈ ઊડી આ તો અવેવો,**
**અરે આવશે એક તો દીન એવો. ૬૪૨**

મતલબ કે આવી રીતે એક દિવસે કાળ ફાળ મારી ઓચિન્તો આવી પકડશે તો ખરેજ! તે વખત તેની આગળ આ જીવનું કાંઇપણ જોર ચાલે તેમ નથી, તેમ કોઇ ઉપાયથી છુટી જવાય તેમ પણ નથી. લાંચ આપીને શરમાવીને કે દયા ઉપજાવીને પણ કાળને પાછો કાઢી શકાય તેમ નથી. માટે આ સંસારમાં મનુષ્યજન્મ ધારણ કરી મોહ-માયામાં અતિ આસક્તિ ન રાખતાં કાંઈક આત્મહિત કરવુંજ. સંસારમાં કોઇ કોઇનું સગું નથી, સર્વ સ્વાર્થીયોજ સંબધ છે, ધન પાસે હોય અને કમાઉ રળતા કરતા પેદાગરૂ હોય તો ખમાખમા કરે છે, પણ દૈવયોગે તે માણસ નિર્ધન ગરીબ થઇ ગયો હોય, પાઈની પેદાશ ન હોય તો કોઈ માન આપતું નથી અરે પાસે બોલાતુંયે નથી, સંસારની મોહિનીજ એવી કોઇ વિચિત્ર પ્રકારની છે.

## (૧૧૩) ગાંઠેથી ગર્થ છોડી આપ્યું એટલે પત્યું! પછી બાપા કોના?!

કોઇ એક ગામમાં એક ધનવાન શેઠ રહેતો હતો; તેને ચાર દીકરા હતા સર્વ પ્રકારે તે સુખી હતો. પછી તેને ઘડપણ આવ્યું અને દીકરા મોટા થયા હતા, તેથી ડોસે સર્વ ધનમાલ પોતાના ચારે પુત્રોને વહેંચી આપી પોતે સંસારની ઉપાધીમાંથી મુક્ત થઇ ગયો કામકાજ વગેરે સર્વ ઘરનો કારભાર પણ છોકરાઓને સોંપી દીધો. તેવામાં થોડેક કાળે એ વૃદ્ધ શેઠની સ્ત્રી ગુજરી ગઇ, તેથી તે બિચારો ઘણોજ દુઃખીયો થઇ ગયો; હવે તો વહુઓને હાથે ભોજન પાન કરવાનું રહ્યું. વહુઓ પુરી કાળજી રાખે નહિ, તેને હંમેશ સવારના પહોરમાં દુધ ઉનું કરી પીવાના હેવા હતા, વળી રસોઇ પણ વહેલી જોઇએ, વળી લાવશી શીરો શેત વગેરે ખાવી ફાવે તેવી, પોચી પોચી અને ઊનીઊની વાનીઓ હોય તો ઠીક પડે. એ પ્રમાણે થોડાક દિવસ તો ચાલ્યું, પણ પછી તો ઘરમાં વહુઓને કંટાળો ઉપજવા લાગ્યો, તેથી ડોસાએ સૌથી નાના છોકરાને ત્યાં જમવા માંડ્યું. પણ તેની વહુ આપમતીલી અને કડક મીજાજની હતી, તેથી પાંચસાત દિવસ તો ડોસાની ધારણા પ્રમાણે થયું, પણ પછી તો તે નાની વહુને પણ કંટાળો ઉપજવા લાગ્યો, ને બડબડે કે રોજ ઉઠીને આ હૈયાહોળી તે કેમ પાલવે? હજુ છોકરા

નાના નાના ભુખ્યા છે, ને બાબાજીને તો રોજ સવારમાં ઊનું ઊનું ઉકાળેલું દુધ જોઇએ, રોજ તે એવી કોણુ કડાકુટ કરે ? પોતાના પતિને પણુ એ પ્રમાણે રોજ કહી ભરાવવા માંડયું ને અપ્રીતિ ઉત્પન્ન કરાવી. બીજા છોકરા પણુ કોઇ બોલાવે નહિ, કોઇ ઘડપણુમાં ડોસાની સેવાચાકરી કરે નહિ, કાંઈ ખરચવા પૈસા માગે તો તે આપે નહિ અને સતાવે. બધા છોકરા અને વહુઓ જાણે કે હવે ડોસાની નકામી વેઠ કરવા જેવું છે, ડોસા પાસે કાંઇ જીગર તો છે નહિ, કે હવે આપણુને આપે. એટલે ડોસાને બીજા કોઈ પણુ સંઘરે નહિ, એટલે નાછુટકે નાના છોકરાએ ડોસાને રાખવો પડયો. ઢોરને બાંધવાનું એક જુનું ઘર હતું, તેમાં ડોસાને ખાટલો ઢાળી આપ્યો, અને બપોરે બારઉપર એક વાગે ત્યારે સૌ જમી રહ્યા પછી રહ્યું કર્યું ટાઢુંશીળું વહુ એક ફુટલા ઠામમાં ડોસા પાસે ભાણું હડસેલી આવે.

આ પ્રમાણે વસુ વિનાના પશુ બનેલા ડોસાને માથે તો ખુબ વિતવા લાગી; ડોસો આથી ઘણું મુંઝાયો, પોતાને જોઇતું ન મળવાથી બાપડો કકળી ઉઠી રોવા લાગ્યો; એમ દુઃખે પાપે દિવસ ગુજારવા લાગ્યો. મનમાં બહુ પસ્તાવા લાગ્યો, કે અરેરે ! હવે મારે શું કરવું ? આ છોકરા અને વહુઓ તો જરાયે મારી દરકાર કરતાં નથી સેવા ભક્તિ કરતાં નથી, અરેરે! મને ધિક્કાર છે કે મેં મૂર્ખાએ પાસે જરા પણુ વિત્ત ધન સંચી રાખ્યું નહિ, નહિ તો માયાપુંજીની આશાએ આશાએ પણુ મારી સેવાચાકરી કરત. અરે ! કર્મજોગે વૃદ્ધાવસ્થામાં મારી સ્ત્રી પણુ મરણુ પામી, નહિ તો કાંઇક પણુ સેવાચાકરી થાત. અરે ! આ તો બહુજ ખોટું થયું, છોકરા કોઇ હવે સામુંએ જોતા નથી, પાસે આવતા નથી, બોલાવતા સરખા નથી, તો સેવાચાકરીની તો પછી આશાજ શી રાખવી ? તે વિષે એક કવિતમાં કહ્યું છે કેઃ-

## માતપિતાને પજવનાર કુલાંગાર છોકરા વિષે.

### રાગ ગરબીનો.

જનમ્યા જુવાનીયા અનાડી, પજવે માતપિતાને દાડી. એ ટેક
અનંત અનંતાં દુઃખો વેઠીને, જન્મ આપ્યો જેણે;
મોટપણે ભાઇ મારવા દોડે, હરામજાદા તેને. જનમ્યા૦ ૬૪૩
બાયડી આવી રળવા શીખ્યા, એટલે તો ભાઈ ફાટયા;
ડોકરો ડોકરી ઝટ મરે તો, આપણે હવે ખાટયા. જનમ્યા૦ ૬૪૪
કષ્ટ વેઠીને મોટા કીધા, મોટી મોટી આશે;

**સારી વસ્તુ રાખી મેલે, છોકરા મારા ખાશે. જનમ્યા૦ ૬૪૫**
**કદિ બોલાવી કહે માવિતર, પગ ચાંપશો મારા;**
**ત્યાં તો છોકરો બોલી ઉઠે, નોકર નથી તમારા. જનમ્યા૦ ૬૪૬**

મેં તેમને કેવી સારી રીતે રાખ્યા છે? ઘણાં ઘણાં દુઃખો વેઠી કષ્ટી થઇ પાળીપોશી મોટા કર્યા, પરણાવ્યા પસ્તાવ્યા સંસારી કર્યા, ઘરબાર ધનમાલ વગેરે સર્વ મે તેમને સોંપી દીધું, ત્યારે તે કમબખ્ત પાપીઓ કૃતઘ્ન હરામીઓ અત્યારે મારી સામુંએ જોતા નથી, ખરેખર નીતિશાસ્ત્રમાં તો આ સંબંધી ઠીકજ કહ્યું છે કેઃ—

**वृद्धा काले मृता भार्या । पुत्रहस्ते गतं धनम् ॥**
**भोजनं च वधूर्हस्ते । मृत्युरेव न संशय ॥ २६३ ॥**

**અર્થાત**—વૃદ્ધાવસ્થામાં જેની સ્ત્રી ગુજરી ગઇ છે, તથા પોતાની હયાતીમાંજ ભલા થઇ ધન બધું પુત્રોને સોંપી દીધેલું છે, અને હંમેશા જેને પોતાના દીકરાની વહુને હાથેજ ભોજનપાન કરવું પડે છે; એ ત્રણે પ્રકારવાળો પુરૂષ સદા જીવતે મુવા જેવો છે એમ ચોકસ સમજવું.

મારે માથે પણ આ શ્લોકમાં કહેલી ત્રણે વિટંબણાઓ આવી પડેલી છે, અર્થાત્ હું અત્યારે જીવતે મુવા જેવોજ છું. એ પ્રમાણે રોજ પસ્તાવો કરતો ડોસો દુઃખે પાપે દિવસ કાઢવા લાગ્યો. વળી બીજે કોઇ ઘેર જમવા પણ દે નહિ, અને વાતવાતમાં છોકરા ડોસાને તરછોડી નાંખે, તે સર્વ મુંગે મોઢે જખ મારી ડોસાને સહન કરવું પડે; શું કરે, ન સહન કરે તો જાય ક્યાં? બીજો ઉપાય પણ શો? અત્યારે કોઇ દિવસ કાંઇ દાનપુણ્ય કરવાનું મન થાય, અને ગરીબની જેમ માગે, તો પણ છોકરા ઠઠ્ઠામાં ઉડાડે, મશ્કરી કરે. અને તર્જનાપૂર્વક સાફ ના પાડે. અને જાણે ઘરને ખુણે એક ગરીબ ભિખારી ન પડયો હોય, એવી રીતે તદ્દન પરવશપણે દુઃખમાં દિન ગાળવા લાગ્યો. આગલા સુખી દિવસો સંભારવા લાગ્યો, ઝળકતી જુવાનીમાં કાંઇપણ ધર્મ-કરણી ન કરી, તથા દાનપુણ્ય કરી કાંઇ પણ લાભ પ્રાપ્ત ધનનો ન લીધો, દીકરા માટે ઘણું કર્યું! તે ખાતે હવે ઝુરવાના માઠા દુઃખના દહાડા કર્મે રહ્યા. એ પ્રમાણે ડોસો રોજ પસ્તાવો કરવા લાગ્યો.

પછી એકદા તે પાડોશમાં રહેતા પોતાના મિત્ર એક સુતારની પાસે બેસવા ગયો, અને ત્યાં પોતાની વિતકની દુઃખની વાતો રડીરડીને કરવા લાગ્યો. છેવટે વાત કરતાં કરતાં પોક મેલી રોઇ પડયોઃ—ભાઇ !

હવે કાંઇ કહેવાની વાત નથી, મારે એક દિવસ કાઢવો તે વરસદહાડા જેવો લાંબો ને વસમો થઇ પડયો છે. વહાલાં તે સઘળાં વૈરી તુલ્ય થયાં છે.

ગઝલ કવ્વાલી.

**હતા જે પ્રાણથી પ્યારા, થયા તે આખરે ન્યારા;**
**ન ધાર્યું ચિત્તનું થાય, વિચાર્યું તો ઉડી જાય. ૬૪૭**
**ગણાયે આસ અંતરના, વ્હાલા જે નિરંતરના;**
**ગયા નાશી દિગંતરમાં, ન રહેશે હિત અંતરમાં. ૬૪૮**
**"વ્હાલા તે બને વેરી," મતિ થઇ જાયરે ઝેરી;**
**દુઃખો આવી લહે ઘેરી, ન થાયે આપણે ભેરી. ૬૪૯**
**દશા જ્યારે વિષમ થાવે, સમે તે પાસ કો નાવે;**
**વિનયમુનિ વદે ભાવે, દશાના રંગ એ ગાવે. ૬૫૦**

હાલ તો હું પૂર્ણ દુઃખી અવસ્થા ભોગવું છું, જીવતે મુવા જેવોજ થયો છું, પ્રભુ પાસે મોત માગુછું. એમ કહી ડોસો પાછો રોઇ પડયો. આથી સુતારને બહુજ દયા આવી, પોતાને ઘેરજ નિત્ય બ્રાહ્મણીઓ રસોઇ કરાવી જમાડવાનું કહ્યું, પણ ડોસાએ કહ્યું કેઃ—તેમ કરવાની તો છોકરાઓ પોતાની લાજ જવાની બીકે નાજ પાડશે, અને નાહક પાંચપચીશ બોલ સાંભળવા પડશે; માટે તેમ તો કદિએ બનવું શક્ય નથી. ત્યારે ચતુર સુતારે બીજી યુક્તિ ખોળી કાઢી કહ્યું કેઃ—જુઓ ! હું તમને કહું તેમ હમણાં કરો, તમારે અહિંથી ઉઠવું નહિ, મારે ઘેર બેસી રહેવું. જોઇએ કે સાંજ સુધીમાં તમને કોઈ બોલાવવા આવે છે કે નહિ, એમ ધારી ડોસાને સુતારે પોતાને ત્યાંજ બેસાડી રાખ્યા. અને પોતે જુનાં પાટીયાંની એક નાની સરખી પેટી બનાવી તે પેટીને આજુબાજુ મોઢા આગળ નીચે એમ પાંચ છ ઠેકાણે તાળાં દઇ શકાય તેવા નકુચા કર્યા. અને પછી ગામની ભાગોળે જઇ મોટામોટા દશશેરીઆ બારશેરીઆ પાંચશેરીઆ એમ કેટલાક લાંબા ગોળ ચોરસ પથરા લેઇ આવ્યો, ને પેલી પેટીમાં ભર્યા. પછી તેના ઉપર એક સારૂં કપડું ઢાંકી પેટી બંધ કરી, પાંચ છ ઠેકાણે ફરતાફરતી તાળાં લગાડી દીધાં, પછી ઉપર તે વૃદ્ધ ડોસાનું નામ લખ્યું અને આવતાં જતાં સર્વ કોઇ ભાળે તેવી રીતે સુતારે એ પેટી પોતાની ઓસરીમાં મુકી. ડોસાને પણ કહી રાખ્યું કે, તમારા દીકરામાંથી કોઈ આવી પુછે તો ખુશીથી કહેવું, જે આ પેટી મારી છે, ઘણાં વર્ષ પહેલાં

મેં અહિંઆં મારા મિત્રને ત્યાં કોઇ કારણસર સાચવવા માટે મુકી હતી, તે વખતે લેઇ લેવી ભુલી જવાથી અહિંજ પડી રહી છે. એવામાં રૂનો ભાવ સારો આવી ગયેલો, તેની ખાનગી કમાણી મેં આ પેટીમાં ભરી છે. આ પ્રમાણે તે ડોસાને શીખવી રાખ્યું અને કહ્યું કે દુનિઆ સ્વાર્થી છે, માટે પેટીમાંના ધનની આશાએ તમારી સર્વ સેવાચાકરી સારી રીતે બજાવશે, પણ પેટી તમારે અહિંજ રેહેવા દેવી ભરમ ઉઘાડો ન પડી જવા દેવો. ડોસાએ પણ તે માન્યું અને કહ્યું ઠીક તેમ કરીશ.

પછી સાંજરે નાની વહુએ ખાટલામાં ડોસાને ન ભાળ્યો, તેથી નાના છોકરાને કહ્યું કે, જા અલ્યા ! ભાભા ક્યાં બેઠા છે બોલાવી લાવ. તેથી છોકરે બહાર આવી જોયું તો પડખે સુતારની ખડકીમાં ડોસાને બેઠેલા જોયા. છોકરે કહ્યું કે, ચાલો ઘેર મારી બા જમવા બોલાવે છે, વાળુનો વખત થઇ ગયો છે તે સાંભળી પેલા સુતારે કહ્યું કે, જા નહિ આવે તારી બાને કહે કે તારા બાપાને મોકલે. પછી છોકરે ઘરે જઇ કહ્યું કે, પેલો સુતાર આવવા દેતો નથી, અને કહે છે કે તારા બાપાને મોકલ સાંજે પછી છોકરાનો બાપ ઘેર આવ્યો, ત્યારે વહુએ કહ્યું કે આજ તો ભાભા સુતારને ત્યાં ભરાઇ ગયા છે, ને સુતાર આવવા દેતો નથી. માટે જાઓ તેડી લાવો ! આપણી લાજ જાયને ગામમાં ! તે સાંભળી સુતારને ત્યાં આવ્યો અને કહ્યું કે, ચાલો ! કેમ અહિંઆ બેઠા છો ? ઘરે વાળુનો વખત થઇ ગયો છે. સુતારે કહ્યું કે, તમારે ત્યાં તે હવે નહિ આવે, જુઓ ! આ તેમની પેટી ભાળી છે ને તેમાં તેમની ખાનગી પ્રેમ કરેલી આગલી કમાણી છે, તેની વૃદ્ધાવસ્થા હાલ દુઃખી છે, તો તેની કમાણી તેનેજ હવે દુઃખમાં કામ આવશે તમે કોઈ ડોસાની બરોબર સેવા-ચાકરી કરતા નથી, તો તેમાંથી તે ધન વાપરશે ને એક રસોઇયો રાખી અહિંજ રહી સુખે જમશે. છોકરાએ પેટી જોઇ, ઉપાડી તો ઘણીજ ભારે લાગી. જાણ્યું કે ડોસે કાંઇ નગદ માલ ભર્યો હશે ! માટે હવે તો ડોસાની ચાકરી સારી પેઠે કરવી, ખુશી કરીશ તો બધું મને મળશે. પછી છોકરાએ કહ્યું કે લાવો ! હું પેટી લઇ જાઉં, હું હવે તેમની સારી ચાકરી કરીશ. ત્યારે પેલા સુતારે કહ્યું કે:—ના ના એમ નહિ સોંપવામાં આવે, શેઠ જીવતા સુધી તો કોઇને પણ પેટી સોંપીશ નહિ. તમારા ચારમાંથી જે સારી સેવાચાકરી કરશે, તેને શેઠના મુવા

પછી હું સોંપીશ, મારે શું કરવી છે? મારે જોઈતી હોત તો હું તમને અત્યારે દેખાડત જ શા માટે!

પછી તો એ નાનો છોકરો મગન કબુલાત આપી પોતાના બાપ ડોસાને બહુ માનસહિત પોતાને ઘેર તેડી ગયો, ને પોતાના સુંદર દીવાનખાનામાં સુંદર ઢોલીઓ ઢાળી તળાઇ પાથરી દીધી. આ દેખીને તેની સ્ત્રી ચીડાઇ ગઇ, ત્યારે ભાયડાએ બૈરીને સમજાવ્યું કેઃ—બોલ માં! હવે કશું બોલ માં! ડોસા પાસે તો ખાનગી ધનની પેટી નીકળી છે, તે સુતારને ત્યાં પડી છે, માટે ડોસાની સેવાચાકરી સારી કરીશ તો તે આપણને મળશે. પછી તો સ્ત્રી પણ દ્રવ્યની વાત સાંભળીને હરખી, ને ઘણી ખુશી થઇ ગઇ ને બધી રીસ ક્રોધ કંટાળો તજી દેઇ ચાકરી કરવા લાગી, ડોસાને સવારમાં ઊનું દુધ કરી પાયું, રોટલા પણ સૌથી પહેલા કરી ઉના ઉના શેઠને જમાડી દીધા, ને સસરાજી સસરાજી કરવા લાગી. એક વખતે શેઠે ખાનગીમાં વહુને કહ્યું કે, વહુ દીકરા! તમે રૂડાં છો મારી સારી ચાકરી કરો છો, માટે મારી પેટીમાં એક મોટો લોટો સોનાનો છે, તે તમનેજ આપે—તેવું હું સુતારને કહી રાખીશ. આથી તો વહુ રાજી થઇ લોભેલાલચે ડોસાની વધુવધુ સેવાભક્તિ કરવા લાગી. લાલચમાં લેવાણી, ને આશાએ આશાએ તહેનાતમાં ખડી રહેવા લાગી.

બીજા ભાઇઓને પણ ખબર પડી કે ડોસા પાસે તો ખાનગી મુડીની પેટી નીકળી છે, તેથી તેના બીજા દીકરા પણ ત્યાં દોડી આવી આગ્રહ કરી કહેવા લાગ્યા કેઃ—અમે હવે બાપાને ઘેર લેઇ જઇશું, અમારો એ પિતા છે ને! અમારે બાપાની ચાકરી ન કરવી હોય કે? તે સર્વેએ મનમાં જાણ્યું કે, આપણે ચાકરી કરીશું તો આપણને પણ મિલ્કતમાંથી ભાગ મળશે; માટે હવે તો ભક્તિભાવ રાખી ચાકરી સારી રીતે ડોસાની કરવીજ—એમ ધારી મોટો પોતાને ઘેર લેઈ ગયો. અને પછી તો વારા ફરતી સર્વ સેવાભક્તિ એકબીજાથી ચઢીઆતી કરવા લાગ્યા. એટાન્ત મળે એટલે ડોસો વહુને ખાનગી કહી દે, કે વહુ! તમે મારી ચાકરી સારી કરો છો, તેથી એક સોનાનો લોટો પેટીમાં છે, તે તમને આપવાનું કહીશ—એમ લાલચ લગાડી આશા આપતો જાય. સુતારે હવે જાણ્યું કે ડોસાની સેવાચાકરી તો સારી થવા લાગી ને બાપડો સુખ પામ્યો તેનાં દુઃખ ટળ્યાં. પણ તે સર્વે આ પેટીનીજ આશાએ વળગ્યાં રહ્યાં છે, પણ મેં પેટીમાં તો મોટામોટા પથરા ભર્યા

છે, ઉઘાડશે એટલે બધી ખબર પડશે પછી પોક મેલી રડશે ! પણ ડોસો જીવતા સુધી તો પેટી સોંપવીજ નહીં. પછી તો એકદા ડોસાને અને પેલા ચારે છોકરાને બોલાવી સુતારે કહ્યું કે:—ભાઇઓ ! જુઓ આ ધનની પેટી તમારી છે, તે પેટી શેઠ જીવતા સુધી તો તમને સોંપવાની મારી ઇચ્છા નથી, પણ મારે તો તે પેટી હરામ બરોબર છે, તમે સર્વ સારી ચાકરી કરો છો, માટે પછી તમને તે સોંપીશ. પણ હવે તે પેટી ઉપર તમારાં સિલ મારી કબજો કરી લ્યો, પછીથી મારે માથે પડે નહિ. પછી ડોસા પાસે લખાવી લીધું, કે એ પેટી મારા મુવા પછી મારા દીકરાને સોંપી દેવી. એમ કરતાં તો ડોસો માંદો પડ્યો, તે મંદવાડમાં પણ બધા દીકરા વહુઓ ઘણી સારી રીતે સેવા ચાકરી કરવા લાગ્યા. અને છેવટે મરણ થયું ત્યાં સુધી ઘરનાં સર્વેએ હાજર રહી ડોસાનું મરણ સુધાર્યું. શેઠની છેવટની મરણક્રિયા પણ રૂડી રીતે કરી, મસાણમાં લેઇ જઇ અગ્નિદાહ દેઈ બધા પાછા આવ્યા; ને બીજે દિવસે સુતાર પાસે જઇ પેલી ધનની પેટી માગી. પણ સુતારે કહ્યું કે, શેઠનું મરણોત્તર કારજ સારી રીતે કરો, પછી તમારી પેટી સોંપીશ, મારે શું કરવી છે ? તે સાંભળી દીકરાઓ ઘેર ગયા. બાપાજીનું કારજ પણ ઘણા મોટા ખર્ચે સારૂં કર્યું, અને શેઠની સર્વત્ર છેવટે વાહ વાહ કેહવરાવી. પછી સુતારને ત્યાંથી પેલી પેટી ઘેર લેઇ આવ્યા અને ઉમંગભેર ખોલવા માંડી, તે વખતે સર્વ કુટુંબમંડળ ભેગું મળેલું હતું, આશાતુર થઇ પેટી ખોલી ત્યાં તો મોટામોટા વાલકેશ્વરના પથરા નીકળ્યા, પથરા જોઈ સર્વે ભારે અચંબો પામ્યા, કે આ શું? અરેરે ! આમાંથી તો ધનને બદલે ઢેકાળા પથરા નીકળ્યા. પછી સુતારને પુછતાં તેણે તો કહ્યું કે, ભાઈ મને શી ખબર ? શેઠનું જે હશે તે સર્વ પેટીમાંજ હશે, મેં કાંઇ પેટી કોઇ દિવસ ખોલી નથી કે જાણું ! તેમાં જે હોય તે ખરૂં !

પછી તો સર્વ સ્ત્રીઓ તથા ચારે ભાઇઓ પૂરણ પસ્તાવા લાગ્યાં, કે અરેરે ! આપણે તો છેતરાયા ! પણ હવે બીજો શો ઉપાય ? એમ કહી પથરા બધા ફેંકી દીધા. અને ઝિલે મોઢે બધા પોતપોતાને ઘેર ગયા. આ દૃષ્ટાંતનો સાર એવો છે કે, દુનિયામાં સર્વ સ્વાર્થની સગાઇ છે સ્વાર્થ સર્યે સર્વે તજી દે છે. શેઠની પાસે ધન નહોતું તો તેને સર્વેએ તજી દીધો, ને સેવા ભક્તિ કરવી તો શું પણ ભાવ પુછવો યે મુકી દીધું. પણ પેલા સુતારે ધુર્તતા ને અપૂર્વ યુક્તિથી ધનનો

લોભ ઉત્પન્ન કરાવ્યો, તેથી આશાએ આશાએ ભક્તિ બતાવી ડોસાની વહુ દીકરાએ સારી ચાકરી કરી જેથી તે છેવટે સુખી થયો, મરણ પણ સુધર્યું. માટે મતલબની વાત તો ન્યારીજ છે, ગાય ભેંસ દુધ દેછે ત્યાં સુધી તો તેને ખાણું કપાસીયા વગેરે ખવરાવે છે, પણ દુધ દેવાં બંધ થાય છે તો તેને પછી ખાણુ દેતા નથી ચારો નિરતા નથી, ને વખતે કસાઇને વેચી દેછે. વળી પાડી કે વાછડી જન્મે તો તેને સારી રીતે સંભાળે છે, દેખરેખ રાખે છે, પણ ભેંશને પાડો આવે તો તેની દરકારજ ન કરે, એમાં પણ પોતાનો સ્વાર્થજ સમાયલો છે. માટે ત્રિકાલજ્ઞાની સર્વજ્ઞ ભગવાન કહે છે કેઃ—સંસાર સ્વાર્થનોજ ભરેલો છે, તો તેવા સ્વાર્થમય સંસારમાં મોહમુગ્ધ બની ન જતાં, કાંઇક આત્મહિત કાર્ય કરવું, પરોપકાર પરમાર્થ અને પ્રભુભક્તિ કરી મનુષ્યજન્મનો ફેરો કાંઇક દરજ્જે સફળ કરવો. આ સંસારનાં સુખો તો કર્માનુસાર ઘણી ઘણીવાર જીવાત્માને મળેલાં છે, પણ એક સદ્ધર્મનીજ સિદ્ધિ મળેલી નથી, માટે હવે સર્વ જોગવાઇ સાનુકૂળ જાણી, ધર્મનો આશ્રય લેવો, ધર્મના આશ્રયે આ આત્માનું ઉભય લોકમાં કલ્યાણ થશે. બાકી આ અસાર ને સ્વાર્થીયા સસારમાં તો કોઇએ કાંદા કાઢયા નથી! ફક્ત ધર્મસાધન કરનારાજ સાર ખાટી ગયા છે; અને સંસારનો ખરો તત્વ પણ ધર્માનુષ્ઠાનજ છે. પરમશાંતિનો એજ ઉત્તમ માર્ગ છે. માટે સર્વ મુમુક્ષુજનોએ વિનયમુનિનાં વિનય વચનો વાંચી વિચારી સાંભળી સમજી ધર્મસાધન કરી માનવજીવન સફળ કરવું ઘટે છે.

(૧૦૦–૧૦૧ યુગ્મ)

श्रीमदुमेदचंद्रस्य । सद्गुणालंकृतस्य च ।
मयि महोपकारस्य । त्रिकालेमेऽस्तु वन्दनम् ॥

संवद् वेदरसोरगेंदुकसमे माघे सुपक्षे तिथा ।
वष्ठम्यां विधुवासरे च शतकं वैराग्य संज्ञं मुदा ॥
पूज्यश्रीमदुमेदचंद्र सुगुरोस्तस्य प्रसादात् किल ।
शिष्य श्रीविनयेंदुना विरचितं भाषांतरेणान्वितम् ॥

અર્થ—વેદ ૪, રસ ૬, ઉરગ–નાગ ૮, ને ઇંદુ ૧, એ આંકડા ઉલટા વાંચતાં સંવત ૧૯૬૪ ના વર્ષમાં માઘમાસના શુકલપક્ષની આઠમ અને સોમવારને દિવસે આ "વૈરાગ્યશતક" કે જે અર્થ અને

વિસ્તારવાળુ ભાષાંતર સહિત છે, તે પૂજ્ય શ્રીમાન **ઉમેદચંદ્રજી** સદ્ગુરૂના પ્રસાદથી તેમના શિષ્ય **શ્રીવિનયચંદ્રજીએ** હર્ષપૂર્વક રચી પૂર્ણ કર્યુ છે. તેનો ઉતરાર્ધ અત્ર પૂર્ણ થઇ હવે **ગ્રંથ સમાપ્ત થયો.**

**मयाल्प मत्याकथितं किलेदं ।**
**भव्यस्य जीवस्य सुबोधकाय ॥**
**भूयात्प्रमादो मतिमांद्यदोषाद् ।**
**विशोधनीयं सुधिभिः क्षमित्वा ॥**

**અર્થ**—મેં અલ્પ બુદ્ધિથી ફક્ત ભવ્ય જીવોના સુબોધને માટે આ "**વૈરાગ્ય શતક**" રચેલું છે. તેમાં કદાચ મારી ઓછી બુદ્ધિને લીધે અથવા કોઇ પ્રમાદને લીધે ભુલચુક થઇ ગઇ હોય, તો ઉત્તમ પુરૂષોએ આ લેખક પ્રત્યે ભુલની ક્ષમા આપીને શુદ્ધ કરીને વાંચવા કૃપા કરવી. કારણ કે ઉત્તમ પુરૂષો સદા ગુણગ્રાહીજ હોય છે, તેઓ હંસ ચંચુવત્ દોષરૂપી પાણી દુર કરી ગુણરૂપી દુધનેજ પીનારા છે. માટે મારી મંદમતિવાળી આ અલ્પ કૃતિ અનેક દોષથી ભરપુર જણાશે, પણ તમો સુજ્ઞ પુરૂષો સદા સુબુદ્ધિથી વાંચી શુદ્ધ કરશો. અને તેમાંથી કાંઇક શીખવાનુ મળે, તો સુજ્ઞો સાર ગ્રહી આત્માને નિર્મળ બનાવશો, તો એથી આ કર્તાનો પ્રયાસ સફળ થયો ગણાશે. એજ. शुभं भवतु ॥

**सर्वे भवन्तु सुखिनः । सर्वे संतु निरामया ।**
**सर्वे भद्राणि पश्यन्तु । मा कोऽपि दुःखभाग्भवेत् ॥**

વૈરાગ્યશતક ગ્રન્થ

**સમાપ્ત**

# વૈરાગ્યશતક ઉત્તરાર્ધનું શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૪ | લાય તો | લાય લાગે તો. |
| ૭ | ૧૨ | भवस्त्रा | भवस्त्र |
| ૭ | છેલ્લી લીટી | ધાર | અતિશે ધાર |
| ૧૬ | ,, | उपाध्यका: | उपाध्यायका: |
| ૧૭ | ૧૩ | दलने | दलन |
| ૧૮ | ૬ | ભૂપતિઓને | ભૂપતિને |
| ૧૮ | ૨૭ | पव्रज्रामि | पव्रज्जामि |
| ૨૬ | ૨૨ | कलहे | कलह |
| ૩૦ | ૪ | वैरुण्यने | वैरूप्येण |
| ૩૭ | ૧૧ | સંસારમાં | સવારમાં |
| ૩૯ | ૨૪ | विचारांध | विचारणांध |
| ૫૨ | ૨૯ | તું | હું |
| ૮૩ | ૩૦ | તણે છત્ર | તણા છત્રી |
| ૮૪ | ૨૩ | સાંભળી | સંભાળી |
| ૯૮ | ૨૦ | ખોઇ જો | ખોઇને |
| ૯૮ | ૨૬ | નમ્યો | ભમ્યો |
| ૧૦૪ | ૬ | આઠમ | અઠ્ઠમ |
| ૧૦૬ | ૪ | રજોહરણી હતી | રજોહરણ હતો |
| ૧૦૭ | ૨૧ | श्वश्रां | श्वश्रां |
| ૧૨૪ | ૨૯ | થયો | થયા |
| ૧૩૪ | ૨૫ | દોસો | દાસો |
| ૧૪૭ | ૨૫ | अतिपरिचयादृज्ञा | अतिपरिचयादवज्ञा |
| ૧૫૭ | ૨૧ | फल | फलं |
| ૧૮૯ | ૮ | બેદરથી | બેકદરથી |
| ૧૯૧ | ૨ | જી લીટી "તે" પછીનો વધારો—"તે જીવ કદિ પણ મોક્ષગતિમાં જશે નહિ, તથા નોભવીનો અભવી એટલે તેણે એવું સિદ્ધ કરેલું છે કે તે." | |
| ૧૯૬ | ૫ | गुर्रुविना | गुरुं विना |

| | | | |
|---|---|---|---|
| ૨૦૧ | ૨૦ | યજ્ઞની પૂજા | યક્ષની પૂજા |
| ૨૦૪ | ૭ | સેજ | રોજ |
| ૨૩૬ | ૧ | ભુજંગી છંદ | ચોપાઇ છંદ |
| २५६ | २३ | गात्वं | मात्वं |
| २७२ | ९ | सघ | सव्व |
| ૨૮૯ | ૪ | માન | મન |
| ३०१ | ११ | शक्त नां | शक्तानां |
| ૩૦૩ | ૧૧ | પધાર્ગો છે | પધાર્યા છે |
| ૩૦૫ | ૩ | કમ | કર્મ |
| ३०५ | १८ | विष | विषं |
| ३११ | ८ | धर्म | धर्मं |
| ३११ | ९ | निरर्थ | निरर्थं |
| ૩૧૨ | ૨૨ | સેએ | સએ |
| ३१५ | २८ | भतुरेव | भर्तुरेव |
| ३१७ | १३ | सुपुत्रे | सुपुत्रेण |
| ૩૩૫ | ૧ | તેના નીચે ઉપર | તેના ઉપર નીચે |
| ३३९ | १ | यमा | यमो |
| ३४० | ७ | पघया | पव्वया |
| ૩૫૭ | ૨૦ | એક | અને |
| ३५७ | २९ | सघेजीवा | सव्वेजीवा |
| ૩૬૨ | ૨૭ | ને | તે |
| ૩૬૯ | ૨૨ | ઉઠીને | ઉઠીને |
| ૩૭૭ | ૧૧ | સુખ | સુખદ |
| ૩૭૭ | ૨૪ | આંજન્મવા | અજન્મતા |
| ३८२ | ६ | मयुखा | मयूखा |
| ૩૮૬ | ૫ | સુરત | સુરતરૂ |
| ૩૮૬ | ૧૧ | દાન | જ્ઞાન |
| ૪૧૫ | ૮ | મોત | મતિ |
| ૪૧૯ | ૨૫ | આઠમ | અઠ્ઠમ |
| ૪૩૨ | ૧૦ | ઘણા | ઘણો |

| | | | |
|---|---|---|---|
| ૪૪૦ | ૮ | અશ્યુય | અચ્યુય |
| ૪૫૨ | ૫ | વિષેમાં | વિશેષમાં |
| ૪૬૦ | ૨૦ | વિશે | વિશેષ |
| ૪૬૧ | ૧ | કઢંગી | કઢંગીના |
| ४६२ | २१ | जीवभरोभद्र | जीवन्नरोभद्र मुपैतिनूनं |
| ४६८ | २० | बधुस्नेहो | बंधुस्नेहो |
| ४७८ | ३१ | तद्दृष्टां | दृष्टांत |
| ૪૮૦ | ૧ | આધારાક | આરાધક |
| ૪૯૪ | ૨૩ | પનિ | પત્ની |
| ૫૦૨ | ૧૧ | કાચ્યો | રાચ્યો |
| ૫૦૩ | ૨૩ | કીધેજે | કીજે |
| ५०४ | २२ | युमिधिवक्र | युधिमिक्रमः |
| ५११ | ७ | त्पमेत्य | समेत्य |
| ५१५ | १६ | वल्लभाना | वल्लभानां |

## "ગઝલગુલશાન" ભેટની બુકનું શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૬ | ૩ | ખાંડા | ખાજાં |
| ૨૨ | ૧૫ | પ્યારથી | પ્રાણથી |
| ૨૪ | ૮ | કિંહાનો | કિંહાનાં |
| ૩૪ | ૫ | સુણુનિજ | સુણીનિજ |
| ૩૬ | ૨ | ધરમી નરકપાત | ધરમી નરક હિ પાત |

**સુચના**—ઉપરના શબ્દો ગઝલગુલશાનમાં છે, તેમાંની ભુલોનું શુદ્ધિપત્ર તે વખતે ન બની શકવાથી તે અહીં છપાવ્યું છે; તો સુજ્ઞો ઉપર પ્રમાણે સુધારીને ગઝલો વાંચશોજી.

---

## ઢોરનો અવતાર ન લેવો હોય, તો પશુપાલન કાર્યમાં કરો ! કરાવો !!

પરમોપકારી પશુઓનું પાલન અને રક્ષણ કરનારી કાઠિયાવાડને એક છેડે આવેલી "મહુવાગોરક્ષકસભાની પાંજરાપોળ" નું નામ અને તેનાં ભારે કામ જાણનારા તો આશ્ચર્યચકિતજ થઈ જાય છે. દેહનિર્વાહ માટે માણસ માત્રને અન્નત્રાની ઘણી જરૂર છે. અન્ન—ખો-

રાક (અનાજ ધાન્ય–ઘઉં બાજરી ચણા ચોખા જુવાર વગેરે) તથા ગોરસ (દુધ દહીં ઘી છાશ માખણ) અને વસ્ત્રને માટે રૂ કપાસની જરૂર; એ બધું ગાય ભેંસ બળદ પાડા વગેરે ઢોર–પશુ વડે પ્રાપ્ત થાય છે. અને વેપારવણુજ વહેવારનાં બીજાં કામોમાં, લાવલેઇજા કરવામાં, જવાઆવવામાં, વાહનો ખેંચવામાં એ વગેરે ઘણાં કામોમાં પશુ વડેજ સુગમતા છે. પણ માણુસો બેદરકાર થતાં જઈ પશુની પરવાહ કરતાં નથી સંભાળ લેતાં નથી. તેથી બાપડાં મુગાં પશુઓની મુશીબત ને પીડા વધતીજ જતી હોવાથી, બિચારાં રીબાય છે ભૂખે મરે છે; અને તેથી પરિણામ એ આવે છે, કે ખેતીવાડીને ધોકો પહોંચે છે, અન્ન-વસ્ત્રની અત્યંત મોઘવારી થતી જાય છે, અને અમૃતતુલ્ય જીવનરૂપ દુધ ઘી છાશ ને દહીં નિર્ભેળ ચોખ્ખાં મળવાંજ દુર્લભ થઇ પડ્યું છે. ખોરાકીની ખરાબી થવાથી રોગના ભોગ થઇ પડી, શયતાનનો દંડ ભરવા હકીમ વૈદ્ય ડાકટરોનું શરણ લેવામાં આવે છે; છતાંપિ અકાળ મરણે ઘણાઓને મરવું પડે છે. પશુઓના મહદુપકારો વિસરી જઈ કૃતઘ્ન થવું, મોજમઝા ને અમનચમનમાં પડી જઇ પાયમાલ થવું, અને ભવાન્તરમાં પશુના ગુણચોર કૃતઘ્ની થઇ ઢોરનો અવતાર લેવાને ભાગ્યશાળી થવું પસંદ ના હોય, તો જરૂર '**પેટવરામાંથી પુણ્યવરો**' કરીને પણ પશુરક્ષા ને પશુપાલનના પરમોપયોગી કામમાં તમારૂં ધન વાવરો! કોઇ પણ પ્રસંગે ગમે તે નિમિત્તે અને તહેવાર ઉત્સવ વિ-વાહ પુત્રજન્મ અને એવા એવા ખુશાલીના હરકોઇ ચહાય તેવે ટાણે ધીંગાણાં ને ઉડાંઉ ખરચ કરો, ત્યારે પ્રેમપૂર્વક પશુપાલનમાં પૈસા રૂપૈયા મહોરો નોટો ઉત્સાહથી આપો. તમારા પૈસાનો સારામાંસારો સદુપયોગ થશે, લેખે લાગશે અને સારા ક્ષેત્રમાં વાવવાની પેઠે અનેક ગણું ફળ આપશે. માટે ખાસ સંભારીને "**મહુવાગોરક્ષકસભાની પાંજરાપોળના માનદ મંત્રી–મહુવા** (કાઠિયાવાડ)" ને શિરનામે હુંડી નોટ અને મનીઑર્ડરથી મદદ મોકલી આપજો. વિશેષ માહિતી માટે મહુવે લખીને રીપોર્ટ મંગાવી વાંચી જોવો, અને શ્રદ્ધા હોય, તો યથાશક્તિ પાંચદશ રૂપૈયાનો મનીઑર્ડર હાલજ ઝટ મોકલી દેજો. "આદર્યાં અધવચ રહે છે અને ધાર્યાં ધુળ મળે છે." માટે પશુપાલન માટે આપવાની ભેટ દાન દક્ષિણા કે ધર્માદા પુણ્યખાતે આપવું હોય, તે તાકીદે **મહુવા ગોરક્ષકસભાની પાંજરાપોળને** મોકલી દેજો, અને પરમોપકારી પશુઓના ઋણમાંથી કંઇક અંશે મુક્ત થજો રે ભાઇ!

---

## અગાઉથી ગ્રાહક થનાર સજ્જનોની નામાવલિ.

**પ્રતો. ધર્માનુરાગી ઉદારચરિત ગૃહસ્થ વગેરેનાં નામ. સ્થળ.**

**૫૧** ભણશાળી લેહેરચંદ ખુબચંદના સુપુત્ર જેસિંગલાલ ઝવેરી મુંબઇ. **૩૫** પાટણવાળા ઝવેરી લક્ષ્મીચંદ ત્રિભુવનના સુપુત્ર મણિલાલ. મુંબઇ. **૩૨** ભાવસાર હરગોવિંદ લક્ષ્મીચંદ, પાટણ. **૨૫** ભાવનગરવાળા બદાણી હેમચંદ હરિચંદ અમદાવાદ. **૨૫** નગરશેઠ અમથાલાલ ઉગરચંદ હા. ભાઈ છોટાલાલ કલોલ. **૧૨** મારવાડી જશરાજજી સરદારમલજી હા. ગણેશલાલ મુંબઇ. **૧૨** લીંબડીવાળી ભાઇ પોપટલાલ ચુનીલાલ અમદાવાદ. **૧૧** શેઠ ચુનીલાલ મગનલાલ કલોલ. **૧૧** શ્રીશ્રાવિકાશાળા—વેરાવલ. **૧૧** શેઠ મગન લાલચંદની દીકરી ધર્માનુરાગી સુશીલા બહેન જીવી વીરમગામ. **૧૧** બોટાદવાળા પ્રેમી મુસાફર કામદાર મુંબઈ. **૧૧** સરવૈયા શેઠ વિઠ્ઠલદાસ લીલાધર હા. ભાઇ મથુરદાસ પનવેલ–મુંબઇ. **૬** લુણીવાળા શા. નરપત નથુ મુંબઇ. **૫** સરવૈયા નરસી વીરજી ભાવનગર. **૫** ભાવસાર પ્રહ્‌લાદ ઘેલાભાઈ પાટણ. **૫** ભાવસાર મગન અમીચંદ પાટણ. **૫** ભાવસાર ગણપત નથુ પાટણ. **૫** ભાવસાર ભુધર છગન પાટણ. **૫** ભાવસાર કસ્તુર ચુનીલાલ પાટણ. **૫** ભાવસાર કરશન ઉમેદ પાટણ. **૫** સુદામડાવાળા ભાઈ સોમચંદ ગુલાબચંદ. **૫** ભાઈ ચંદુલાલ વ્રજલાલ અમદાવાદ. **૫** ભાઈ કેશવલાલ મગનલાલ પાટણ. **૫** મહેતા હીરાલાલ લલ્લુભાઇ મુંબઇ. **૫** વોરા ગગલ તારાચંદ પાટણ. **૫** ભાવનગરવાળા બદાણી હરગોવિંદદાસ હરિચંદ અમદાવાદ. **૫** પાટણવાળા ઝવેરી હીરાલાલ વાડીલાલ મુંબઇ. **૪** ભાવસાર હાથીભાઇ ગંગારામ પાટણ. **૪** શેઠ ત્રિકમજી કાલિદાસની ધર્મપત્ની અખંડ સૌભાગ્યવતી બહેન મણી મુંબઇ. **૪** મોદી અંબાલાલ પાનાચંદ ખેરવા. **૩** શા મગનલાલ ભગવાન પડેરાવાળા પાડવરા.

**બે પ્રતોના ગ્રાહકો**—શા. મંગલજી ગુલાબચંદ કપડવણજ, શા. કેશવજી સુંદરજી મુંબઇ, ધર્માનુરાગી સુશીલાબહેન માનકુંવર મથુર તળાજાબંદર, ભાઈ છબિલદાસ નાગરદાસ બરવાળા (ઘેલાશાના), ધર્માનુરાગી સુશીલા બહેન મણી, * * ભાઈ ભગવાનલાલ લલ્લુભાઇ બરવાળા, ભાઇ નથુ નાગરદાસ બરવાલાવાળા મુંબઇ, દોશી ખોડીદાસ રામજી બરવાળાવાળા કલકત્તા, ભાઇ જગજીવન ગિરધર બરવાળાવાળા મુંબઇ, ભાયાણી ગિરધર નરોતમ તલાજા, સંઘવી નાથાલાલ જીવરાજ સિદ્ધપુર, શા. ત્રિકમલાલ સકરચંદ અમદાવાદ, શા. રણછોડદાસ જેચંદ

અમરચંદ મુંબઇ, અંજારવાળા ભાઇ ઝવેરચંદ લાલચંદ હા. વૈદ્યરાજ દેવશી દામાણી મુંબઇ, બગસરાવાળા શા. માધવજી કહાનજી મુંબઇ, ગાંધી કુબેરદાસ પુરૂષોત્તમદાસ હા. ભાઇ સવાઇલાલ ભાવનગર, ભાયાણી હરિલાલ જીવરાજ ભાવનગર, બદાણી ભગવાન રામજી હા. ભુધરભાઇ ભાવનગર, શા. પાનાચંદ માણેકચંદ હા. રામજીભાઈ ભાવનગર, શેઠ ચુનીલાલ રતનજી વાળુકડાવાળા ભાવનગર, બહેન ભાંડુ ( મુનિશ્રી વિનયચંદ્રજીની ભગિની ) ભાવનગર, ભાઇ રતિલાલ લલ્લુભાઇ ચુડા થઇને બોડાણા, શા. ફકીરચંદ પુંજાભાઇ સરખેજ, વઢવાણવાલા શા. પીતાંબર લાલચંદ સાબરમતી, શા. ડોસાભાઇ પીતાંબર હા. હકમચંદ કલોલ, ભાઇ આત્મારામ મોહનલાલ કલોલ, શા. સોમચંદ મગનલાલ કલોલ, શેઠ ઉકા કેવલચંદ કલોલ, ભાઇ રતનચંદ વરજી-વનદાસ કલોલ, ભાઇચંદ મનસુખ મહેસાણા થઇને ધોળાસન, શેઠ ચતુરદાસ ગગલ મહેસાણા થઇને ખેરવા, ધર્માનુરાગી સુશીલા બહેન મણી ઉજમશી મુંબઇ, મોચી ત્રિભુવન વાઘજી અમદાવાદ ભાઇ આત્મારામ શંકર અમદાવાદ, મોદી બહાદરમલ સાંકલચંદ પાલણપુર, કાંટીઆ શિવલાલ કેસરીચંદ મુંબઇ, ભાવસાર મણીલાલ સાંકળચંદ અમદાવાદ, પારેખ કેશવલાલ રવચંદ પાલનપુર, ભાઇ અમૃતલાલ લલ્લુભાઇ સિદ્ધપુર થઇને ગણવાડા, શા. વરજીવન ઉમેદચંદ અમદાવાદ, શેઠ ડાહ્યાભાઈ છગનલાલ કલોલ, શા. મુલચંદ તલકશી સ્ટેશનમાસ્તર ડાંગરવા, પા. ચુનીલાલ બાવાજી ટીકીટ માસ્તર ડાંગરવા, લીંબડીવાળા શા. છોટાલાલ કપુરચંદ સ્ટેશન માસ્તર ઝુલાસણ, શા. રાજકરણ કેવળચંદ સ્ટેશનમાસ્તર મહેસાણા, શા. છોટાલાલ વાડીલાલ અમદાવાદ, શેઠ કહાનજી ગણેશ ધોળા થઇને રાંદલના દડવા, સંઘવી રણછોડ માધુ સિદ્ધપુર, શા. પોપટલાલ માવજી સિદ્ધપુર, શેઠ સોમચંદ છગનલાલ સિદ્ધપુર, સરવૈયા ખુશાલ ગીરધર મુંબઇ, ભાવસાર ઇશ્વર રણછોડ ખેડા, નાગરદાસ કેશવલાલ કલોલ, ભાવસાર ભલાભાઇ નાગરદાસ કડી, પ્રાંતીજવાળા શા. લલ્લુભાઇ ડુંગરદાસ પાટણ, શા. ડોસાભાઇ પીતાંબર હા. છોટાલાલ કલોલ, વડોદરાવાલા શા. ચંદુલાલ હિમતલાલ સાબર-મતી, ડાકટર મયાચંદ મગનલાલ કલોલ, સ્ટેશનમાસ્તર મણીલાલ વાડીલાલ સાબરમતી, દરજી છગન પોચા.ભાઇ સ્કુલમાસ્તર ખેરજ પોસ્ટ અડાલજ, ભાવસાર શામજી માધવજી વીરમગામી નારીચાણા ધ્રાંગધરા થઇને, શા. વાડીલાલ ઇશ્વર અમદાવાદ, ભાવસાર ગોવિંદ છગનલાલ પાટણ, શ્રીજૈન પુસ્તક ભંડાર ધોરાજી, જૈન વિદ્યાશાળા

